પુસ્તકના વેચાણની ઉપજ " શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના ઉપદેશક ફંડ ખાતે છે."

---

# મહાલક્ષ્મીનું મહાકષ્ટ

યાને

# બાળલગ્નનો બળાપો.

## ઉત્તરાર્ધ.


કર્તા,

દેસાઇ અમરસિંહ દેસાઇભાઇ

વિરમગામ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

રા. ચુનીલાલ હલસુખરામ

વિરમગામ.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૬.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

મૂલ્ય બે આના.

આ પુસ્તકના વેચાણની ઉપજ "શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના ઉપદેશક ફંડ ખાતે છે."

---

# મહાલક્ષ્મીનું મહાકષ્ટ

યાને

# બાળલગ્નનો બળાપો.

## ઉત્તરાર્ધ.



કર્તા,

દે. અમરસિંહ દેસાઇભાઇ

વિરમગામ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

રા. ચુનીલાલ હલસુખરામ

વિરમગામ.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૬.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

મૂલ્ય બે આના.

# નિવેદન.

એકજ તારિખે કરવામાં આવતાં બાળલગ્નનો રિવાજ કેટલો કઢંગો, દુઃખદ અને ત્રાસદાયક છે તે **"મહાલક્ષ્મીનું મહાકષ્ટ"** નામે આખ્યાનદ્વારા કહેવામાં આવે છે; જેનો પૂર્વાર્ધ એટલે પ્રથમ ભાગ પુસ્તકના રૂપે બહાર પાડવામાં આવ્યો છે, તેમજ સદરહુ રિવાજથી ઉદ્‌ભવતાં અધર્મયુક્ત અનિષ્ટો જનસમાજના હૃદયપટપર તાજાં રાખવાના હેતુથી એજ પુસ્તકનો બીજો ભાગ પ્રસિદ્ધ કરવાની ઘણા બંધુઓની માગણી થવાથી તેના ઉતરાર્ધ રૂપે આ બીજો ભાગ પ્રસિદ્ધ થાય છે; અને **"મહાલક્ષ્મીના મહાકષ્ટ"**નો અહીં અંત આવે છે. આખ્યાનપદ્ધતિ જળવાઇ રહે તે ઇરાદે કન્યાવિક્રય જેવા અધમ રિવાજ વિષે આ પુસ્તકમાં કાંઇ આવી શક્યું નથી તોપણ તે મહાપાપી અનાચાર વિષે એક જુદુંજ આખ્યાન લખવાનો મારો ઇરાદો હતો. અને કેટલાક મિત્રોની સલાહથી મ્હેં તે પ્રમાણે કરવાનો સંકલ્પ પણ કર્યો છે. અને પરમાત્માની કૃપાથી તે પાર પડશે એવી હું આશા રાખું છું.

આ આખ્યાન પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થવાથી આપણા અધર્મયુક્ત રિવાજો અન્ય જ્ઞાતિઓની જાણમાં લાવવા જેવું થયું છે, જો કે તે ઇચ્છવાયોગ્ય નથી, પરંતુ આપણા જે બન્ધુઓ આખ્યાનમાં ભાગ લઇ શક્યા ન હોય તેમના માટે પુસ્તકની જરૂર ઊભી થતાં તે પ્રસિદ્ધિમાં આવે છે. આખ્યાનની વસ્તુનો કોઇ કોઇ ભાગ થોડે ઘણે અંશે પણ દરેક બન્ધુને લાગુ થવાનો સંભવ છે પરંતુ તેમાં કોઇ બન્ધુની બદનક્ષી કિંવા દિલ દુખાય તેમ કરવાનો લેશ પણ આશય નથી. જેઓને આવાં આખ્યાનોથી માઠું લાગતું હોય તેમના

માટે એજ ઇષ્ટ છે કે આ અધર્મયુક્ત રિવાજને અટકાવવામાં પોતે અન્ય બંધુઓને મદદગાર થવું અને મારી તો તેમના પ્રત્યે એ વિનંતિ છેજ.

આ પુસ્તકનો પુર્વાર્ધ સમાજના ખરચે છપાયો છે અને આ ઉત્તરાર્ધ ભાગ છપાવી આપવાનો તમામ ખર્ચ આપવાની **વિરમગામ નિવાસી ભાઇ ચુનીલાલ દલસુખરામે** ઉદારતા બતાવી છે. આ પ્રકારે સમાજના ઉપદેશક ફંડને રા. નારણજીભાઇ મીસ્ત્રી અને ચુનીલાલભાઇ જેવા બંધુઓની મદદ વખતસરની અને કિંમતી થઇ પડી છે. હું તેમનો અંતઃકરણથી આભાર માનું છું અને તેમનું અનુકરણ અન્યબંધુઓ પણ કરશેજ એવી મને ખાત્રી છે. અસ્તુ.

**अमर.**



ॐ

# મહાલક્ષ્મીનું મહાકષ્ટ

## યાને

# બાળલગ્નના બળાપા.

## " ઉત્તરાર્ધ "

### મંગલાચરણ

( રાગ કલ્યાણની સાખી. )

જય જય ઉમિઆ ઇશ્વરી, વીઘ્નો સઉ વિદારજે,
કૃતિ સફળ કર અમતણી, સ્તુતિ આ સ્વિકારજે;
સ્વાર્થ કે પરમાર્થ છે, અમ યત્નોમાં ભગવતિ,
સાક્ષી છું તું હૃદયની વ્યાપક જનમન હે સતિ.

( રાગ કલ્યાણ તાલ ત્રિતાલ ઠેકા. )

જય જય ગરૂડધ્વજ જગસ્વામિન
અજર અમર પર માયાથી જગધરે,
લીલા બિલોકિત હોત લીન.....જય ગરૂડ.
યાચું નિશદિન અખિલ વિશ્વપતિ
મતિ વિમળ કર કલેશ વિહીન.......જય ગરૂડ.
કષ્ટ નષ્ટ કરી કર સુખ શાંતિ,
અભિલાષા ધરે અમર દીન........જય ગરૂડ.



# શ્રી ઉમિયા માતાની જય !

# પૂર્વરંગ પ્રારમ્ભ.

સુજ્ઞ સજ્જનો ! આ આખ્યાનના પૂર્વ ભાગમાં વિદિત કરવામાં આવ્યું છે, તે ઉપરથીઆરવરસે લગ્ન જેવો માંગલિક પ્રસંગ પ્રાપ્ત થાય તેમાં પણ કેટલો કલેશ, કેટલી ચિંતા, કેટલી દોડાદોડ તથા હેરાનગતિ થાય છે તેનો ચિતાર શામળદાસ અને ખોડીદાસની કથાથી સહજમાં આવે છે. શામળદાસ અને ખોડીદાસ અહોનિશ ચોરામાં સાથે બેસી અફીણ તમાકુની મિજમાનીથી આનંદ કરનારા હતા, તથાપિ માત્ર લગ્ન વધાવવાના કારણસર પેઢીઓ સુધી ચાલે તેવું વિષમ ઝેરનું બીજ વવાયું. ઉભયપક્ષે એક બીજાના ગૌરવતા હડાવવા તથા હીનપદ લગાડવા કેવા નીચ પ્રયત્નો કર્યા, એટલુંજ નહિ પણ ખોડીદાસે તો પોતાના સાળાના સાળાના ઘરમાં દીકરી આપી પોતાના હાથેજ પોતાને હીનપદ લગાડી; તેમજ ગડબડલાલ સીતાફળને સવાયા દામ આપી વેવાઈ તરીકે ખરીદ કર્યા; ત્યારે શામળદાસે મદાંધ થઈ પોતાની વાત રાખવા આબરૂની અંધારી ઓઢી, વગર તપાસે, બુદ્ધિની બળેલી હૈયાફુટી બેન **ભાંગફોડબાના** ઉપર ભરોંસો મુકી કાંઇ પણ વિચાર કર્યા સિવાય શકરાશા ગુમાનગરાને વોહોરી માંડવાનો રેલાઈ જતો રંગ રોકી રાખી નિર્દોષ પુત્રીને માટે જીંદગીભર કજોડાનું મહાકષ્ટ ઉભું કર્યું. નાની ઉમરના પણ શિષ્ટ વિચારના પુત્ર નાથાની પ્રસંગોપાતની સત્ય સલાહ, સુબોધ અને સૂચનાની અવગણના કરી છતી આંખે ખાડો પુરી તેને હંમેશના માટે એકની એક બહેનનાં ઉનાં આસુંનો ખળખળતો પ્રવાહ લ્હોવાના સંજોગો ઉપસ્થિત કરી આપ્યા.

વળી બંને પક્ષે એક બીજાનો મમત પાર પાડવામાં મોતી જેવા નિરપરાધી ગરીબ માણસનો ધાણ કાઢયો. દીકરો પરણાવવાની લાલચે ઘર ગીરવી કરી, બારમું ફરવા માટે કરજે કાઢી લાવેલ પૈસા, કારજ ફરવા માટે સઘળાએ મળી રજા આપ્યાં છતાં, ઈશ્વરના ડરને વિસારી, ન્યાયનીતિને બાજુ ઉપર મૂકી બરબાદ કરાવ્યા, જેનું પરિણામ એ આવ્યું કે, મોતીનું ઘર ગયું, અને દીકરો પણ કુંવારો રહ્યો. લગ્નની ચાલતી રૂઢિની હીમાયત કરનાર મહાપુરૂષોએ આ ગરીબનો દીકરો કુંવારો રહ્યો તેની કાંઈ પણ દરકાર કરી નહિ. જે પ્રકારે શામળદાસ અને ખોડીદાસ વચ્ચે ત્રાસજનક બનાવ બન્યા તેજ રીતે અનેક સ્થળે એક નહિ તો બીજા પ્રકારે માત્ર લગ્ન વધાવવાના કારણસર કજીઆ ઉભા થાય છે, એ વાત હવે અજાણી રહી નથી.

સાંપ્રત સમયે એક ગામથી બીજે ગામ સમાચાર પહોંચાડવા માટે ટપાલ અને તારનાં જે સાધનો છે, તે પૂર્વે નહોતાં તેથી તેવા પ્રસંગે ખાસમાણસ ( ખેપીઆ ) સાથે સમાચાર મોકલવા પડતા હતા, તેથી લગ્નના સમાચાર જુદા જુદા સ્થળે પહોંચાડવા માટે ખાસ માણસોની ગોઠવણ કરવી પડેલી અને એ માણસો લગ્નના સમાચાર લઈ આવતા હોવાથી "**લગ્નીઆ**" કહેવાયા. ધીરે ધીરે આ લગ્નીઆ-ઓએ પોતાનો મતલબી બાહુ લંબાવ્યો, અને લગ્ન વધાવનારની ચડસાચડસીમાં પોતાને વધુ લાભ પ્રાપ્ત થતી હોવાથી, ઠેકાણે ઠેકાણે તેઓએ લગ્ન વધાવવાના હક્કના સવાલો ઉપસ્થિત કરવા માંડ્યા. તે એટલે સુધી કે આ લગ્નમાં લગ્ન વધાવવા માટે ઉત્પન્ન થયેલી તકરાર તે પછીના આવનાર લગ્ન સુધીમાં પણ શાંત થવા પામતી નથી.

હવે આ બાબતમાં માત્ર એટલોજ વિચાર કરવો ઘટે છે, કે

જે સમયે ટપાલ અને તારની કાંઇ સગવડ નહોતી તે સમયે સાધનના અભાવે જે ગોઠવણ અંગીકાર કરવામાં આવી હતી તેની હાલના સમયે કાંઇપણ જરુરીઆત છે ખરી? ના. અત્યારે તો માત્ર એકજ પૈસાના ખર્ચમાં હજારો ગાઉ સુધી સત્વર સમાચાર પહોંચાડવાની સગવડ થઇ છે. ત્રણ દિવસ જેવા ટુંકા સમયમાં તો હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી માત્ર નામના ખર્ચે ખબર પહોંચાડી શકાય છે. છતાં ગામે ગામ જતા **લગ્નીઆ** જે સીધાં અને શીખ લે છે, તેની ઓછામાં ઓછી ચાર રૂપીઆની રકમ ગણવામાં આવે તો પણ દર લગ્ન વખતે હજારો રૂપીઆ માત્ર લગ્નના સમાચાર પહોંચાડવાના કારણસર જ્ઞાતિમાંથી વગર જરૂરે નીકળી જાય છે, કે જે રકમનો જ્ઞાતિના બાળકોને ભણાવવામાં, કે નિરાધાર જ્ઞાતિબંધુને આધાર આપવામાં, કે ખેતીવાડીની સુધારણા અર્થે વાપરવામાં આવે તો કેટલો મોટો લાભ થાય તેનો ખ્યાલ વિનાપરિશ્રમે આવી શકે છે. છતાં—શામળદાસની માફક

### ગીતિ.

સાચું તે કેમ છૂટે, ભલેને માથાં હજાર જણ કુટે;
એ હઠ ત્યાગો જાગો, ભોળાપણમાં અનેક જણ લૂંટે.
નથી સમય સુવાનો, જુઓ જયાં ત્યાં જાગૃતિ ભાસે;
ચેતો ચેતો બંધુ, પ્રમાદ સેવે પસ્તાવો થાશે.

મહાશયો ! આ સમય સુઇ રહેવાનો, કે પ્રમાદ સેવવાનો નથી. જમાનાનો પ્રવાહ કઈ બાજુ ચાલ્યો જાય છે, તે તરફ જરા દૃષ્ટિ કરો. આપણને પરમ કૃપાળુ પરમાત્માએ બુદ્ધિ, તર્ક અને અંતઃકરણ જેવી ઉમદા વસ્તુઓની બક્ષિસ કરેલી છે, તો તેનો લાભ લઇ પોતાના હાથે થતા હરેક કાર્યના લાભાલાભ તથા ગુણદોષનો વિવેક

શા માટે ન કરવો? અને સર્વથા અન્ય જનોના ઉપદેશ તથા અભિપ્રાય ઉપર અંધશ્રદ્ધા રાખી "**એ તો આપણામાં વડીલવારીનું થતું આવ્યું છે.**" એટલુંજ કેવળ આલંબન રાખી વગરવિચારે ગાડરીઆ પ્રવાહમાં તણાઇ જઇને ખરાબીના ખાડામાં પડવું? અવશ્ય જેને બુદ્ધિ છે, જેને સારાસાર સમજવાની શક્તિ છે, અને જેને પોતાના અંતરાત્મા ઉપર ભરોંસો છે, તેવા શાણા પુરૂષો તો જરૂર પોતાના અંતઃકરણને બાજુ ઉપર મૂકી અન્યના ઉપદેશ, અને અભિપ્રાયને કદિપણ આદર આપશે નહિ. અસ્તુ.

આખ્યાનના પૂર્વ ભાગથી એ ત્રણ બાબત સમજવામાં આવી હશે કે, પ્રથમ વેવાઇશાળ જેવો અગત્યનો સંબંધ, કે જેના ઉપર ભાવી પ્રજાની જીંદગીના સુખદુઃખનો આધાર છે, તે તરફ બીલકુલ ધ્યાન અપાતું નથી, અને દોડાદોડથી કંટાળી ગભરામણમાં "બાર વરસે વિવાહ આવ્યા તો પણ હૈયાહોડા' એવા નિરૂત્સાહ ભર્યા ઉદ્ગારો કાઢતાં કાઢતાંજ લાકડે માંકડું વળગાડી, માત્ર આવ્યું કામ કાઢવામાં આવે છે. બીજું લગ્ન જેવા મહાન પવિત્ર કાર્ય માટે એક પણ વિધિ શાસ્ત્રાનુસાર થતી નથી, યજમાનો તરફથી મળતી આજીવિકા ઉપર કેવળ નિર્વાહ ચલાવનાર અભણ ગોર મહારાજો, મંત્રોપચારથી ચૉરીનો વિધિ કરાવવાના બદલે શ્લોકની જગ્યાએ એકાદ શ્લોકના રાગની કવિતાનો ઉપયોગ કરી, અજ્ઞાન યજમાનનું આવ્યું કામ આટોપી લઈ પોતાની શીખ ખરી કરી લે છે. તદુપરાંત લગ્નની ચાલતી રૂઢિના હીમાયતીઓ આમ થયાથી ઓછો ખર્ચ થાય છે, અને ગરીબના છોકરાં સંથાય છે, ઈત્યાદિ લાભ બતાવી ભોળા માણસોને ભમાવે છે તેમાં તેઓની ભૂલ-ગેરસમજ થતી હોય એમ સિદ્ધ થાય છે. ઘર ગીરવી મૂકી બાપનું બારમું કરનાર ગરીબ સ્થિતિના મોતીનો

છોકરો કુંવારો રહ્યો; છતાં કોઈએ કન્યા આપી નહિ, તેમ અપાવી પણ નહિ. વળી આ રિવાજથી ઓછો ખર્ચ થાય છે, એવો કરવામાં આવતો દાવો પણ સત્ય ઠરતો નથી. લગ્ન પ્રસંગે એક નહિ પણ અનેક પ્રકારના દરેક ગામમાં મમત બંધાય છે, અને ચડસાચડસીમાં એક બીજાનાં ઘર ધોવાઈ જાય છે. જોડેજોડે લાડકા ગાંધી તથા મુળશંકર દવે જેવા પારકે પૈસે તનકારા કરનારા ભાંજગડીઆ અનેક ભોળા માણસના ભોળપણનો લાભ લઈ વિખવાદ વધારી ઉંદરની માફક ફુંકીને ફોલી ખાઈ, ગરીબાઈનો અંત આવવા દેતા નથી.

આ વખતે એક એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જ્યારે આમ છે, ત્યારે આજ સુધી આ અંધારૂં કેમ ચાલ્યું ? તેનો ટુંકો જવાબ એટલોજ કે, આ કૃષિકાર કોમનું ધ્યાન નિરંતર ખેતીના ઉદ્યોગમાં રહે-વાથી વિદ્યા અને કેળવણી તરફ દુર્લક્ષ રહ્યું. તેના પરિણામે સારા-સાર સમજવાની શક્તિ નષ્ટ થતાં ઉદ્યોગી કોમની ભોળાપણામાં ગણ-તરી થવા લાગી, અને આવીજ સ્થિતિ ચાલુ રાખાવવામાં ફુંકી ફોલી ખાનારાઓને વધુને વધુ ફાયદો મળતો ગયો, તેથી તેઓએ "તમા-રાથી આ ન થાય, અને તમારાથી તે ન થાય." એવા અનેક નકારો વડે ખેતીના કાર્યસિવાય અન્ય કોઇ કાર્યમાં ભાગ લેવા દીધો નહિ (હજુ પણ લેવા દેતા નથી); અને પ્રસંગોપાત સ્વાર્થભર્યા ઉપદેશો અને વહેમભરી વાતો વડે અજ્ઞાનતાની સીમા વધારી નાંખી, આપ-ણને એવી સ્થિતિમાં લાવી મુકયા છે, કે સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ તો તદ્દન લોપ થઈ ગઇ છે, આત્મબળ ઉપરથી ભરોંસો ઊડી ગયો છે, અને મનુષ્યજીવન પશુવત્ બન્યું છે. બીજી તરફથી આ-ગેવાનો પણ અજ્ઞાનતાના અંધકારમાં ગોથાં ખાતા હોઈ સત્ય રસ્તો સૂચવી શકયા નહિ, પણ ઊલટા પોતાથી ઓછું સમજનારાઓ ઉપર

અમલ ભોગવવાના નીચ લોભે, પોતાની સત્તા હમેશાં જળવાઈ રહે, અને વ્યાજબી કે ગેરવ્યાજબી કારણસર પણ તેઓના સામે અન્ય કોઈ ઉંચું માથું કરી શકે નહિ, તેવી યોજનાઓ યોજવા લાગ્યા. વસ્તુસ્થિતિ આ પ્રમાણે થઇ જવાથી સર્વત્ર અંધારૂં ચાલુ રહ્યું; પરંતુ હવે તે જમાનો બદલાતો જાય છે. શુભ આશા બાંધવા અંતઃકરણ પ્રેરણા કરે છે. કેળવણી અને વિદ્યાના પ્રતાપે જ્ઞાનનો સૂર્ય પ્રગટ થતો આવે છે. મતલબી માણસોએ અજ્ઞાનતાની બંધાવેલી અંધારી છુટવા લાગી છે. અજ્ઞાન આગેવાનોના પક્ષપાતી અમલ કાળનો અંત નજીક આવતો દીસે છે, વિદ્વાન અને કેળવાયલા શાણા પુરૂષો સુકાની બનવા મંડ્યા છે, તેઓના સ્વાર્થરહીત સત્ય ઉપદેશે સરળ માર્ગ પાડવા માંડ્યો છે, એટલે હવે શામળદાસની માફક **"એતો આપણામાં ઘરડાવારીનું થતું આવ્યું છે"** એ વાક્ય ઉપર કેવળ ભરોંસો રહેવો કઠીન છે. અસ્તુ.

પ્રથમ ભાગના પૂર્વરંગના એક પદમાં આ અમાનુષિક હાસ્યજનક રિવાજથી કેટલા નિંદ્ય રિવાજો પ્રગટ થયા છે, તે ટુંકામાં સમજાવવામાં આવ્યું છે. તોપણ કથા પ્રસંગપર આવતા પહેલાં તે પદ પુનઃ ધ્યાન ઉપર મુકવાની જરૂર છે.

### લાવણી.

પ્રથમ પ્રગટ્યો બાંહ્યવરનો, રિવાજ મહા ધીક્કાર ભર્યો;
જડ સાથે ચેતન પરણાવી, પુષ્પદડાનો પ્રચાર કર્યો.
કુમારિકાને દીધું દૂષણ, વિધવાને સ્થાને મુકી;
ગણે અષ્ટમંગળી કન્યા એ, સર્વ ધર્મશાસ્ત્રો ચૂકી.
થયાં કજોડાં અનેક જેથી, લખાણાનો વિધિ નીકળ્યો;
આમ અનેક દુરાચારોથી, વર્ણ દ્વિજ શુદ્રોમાં ભળ્યો.

પદની મતલબ સહેલાઇથી સમજી શકાય તેવી છે, જેથી ટુંકામાંજ કહેવામાં આવશે કે આ અમાનુષિક રિવાજેએ આપણને ધર્મશાસ્ત્રના પવિત્ર ફરમાનથી કેટલે દરજ્જે બહિર્મુખ બનાવ્યા છે, તથા માન મર્તબા અને ગૌરવતાથી હડાવ્યા છે તે આ પદમાં સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે. બાર વરસના જેવી લગ્નની લાંબી મુદતના ગાળા દરમ્યાન બીજાં એક પણ લગ્ન નહિ આવવાથી જે કન્યાઓના કરેલા સંબંધ લગ્ન માટે મુકરર થયેલ તારીખની નજદીકમાં, વેવાઇ વેવણ વચ્ચે વાંધા પડવાથી કે, મુરતીઓ મરી જવાથી, કે અન્ય કોઈ ખાસ કારણથી ટુટવાના પ્રસંગે ભારે મુસ્કેલીઓ ઉભી થવા માંડી તે એવી રીતે કે ઉપરોક્ત કારણસર ટુટેલ સંબંધ સાંધવાં માટે તપાસ કરવા છતાં, આવેલાં એ લગ્ને કન્યા માટે મુરતીઓ મળે નહિ અને બીજી બાજુથી આવતા સામા વિવાહ સુધી રાહ જોતાં કુંવારી રહેલી કન્યા મોટી ઉંમરની થઈ જાય. દાખલા તરીકે ધારો કે પાંચ વરસની એક કન્યાનો કરેલો સંબંધ, આ વિવાહની મુકરર થએલ તારીખ નજીક ટુટી જાયછે, અને તેના માટે તપાસ કરવા છતાં બીજો મુરતીઓ મળતો નથી; આ કન્યાને કુંવારી રાખતાં, આવતા સામા લગ્ને તે પંદર સોળ વર્ષની થઈ જાય. શરૂઆતમાં ઉપસ્થિત થયેલ આ મુશ્કેલી ટાળવા માટે સ્વાર્થી માણસોએ આ વિશ્વાસુ અને ભોળી કોમને લગ્નની તારીખે ગામમાં પરણવાં માટે આવેલ ગમે તે મુરતીઆ સાથે તે કુંવારી કન્યાને ફેરા ફેરવી દઈ કુંવારઘડો ઉતારવા બાંહ્યવરના મહા અધમ માર્ગે ચડાવી; જેના પરિણામે બાંહ્યવર પાસેથી તે કન્યા ઉપરનો હક્ક નાબુદ કરનાર કરાર લખાવી લેવાની ગરજ પડતાં, **છેડાછુટકાના** રિવાજની શરૂઆત થઈ. તેજ પ્રમાણે ફૂલના દડા સાથે લગ્ન કરીને ફૂલનો દડો કુવામાં નાંખી વરનું

સ્નાન કરાવેલી કન્યાને ઠામ બેસાડતાં, તે કન્યા વિધવા—અષ્ટમંગળી-નાતરાની ઇત્યાદિ લજ્જાયુક્ત વિશેષણોથી અંકીત થઈ, અને તેણે **નાતરાના** રિવાજને ઉપસ્થિત કર્યો. કારણવસાત્ પડેલા આ બંને અધમ અને કઢંગા રિવાજો કાળે કરી કેટલા બળીષ્ટ થયા છે, તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ અને તેનું કષ્ટ અનુભવીએ છીએ. નજીવા કારણસર ધણી ધણીઆણી વચ્ચે વાંધો પડતાં જોતજોતામાં છેડાછુટકો આપી દેવામાં આવે છે. એટલુંજ નહિ પણ કેટલેક ઠેકાણે તો છેડાછુટકો આપવાના બદલામાં વરના પક્ષવાળા નાણાંની સારી રકમો મેળવે છે, અને તેમનો વહીવટ એક ધંધાના રૂપમાં ચાલ્યો જાય છે. વળી—

બાર વરસે એક તિથિએ લગ્ન થતાં હોવાથી વર વહુની ઉંમર, ગુણ કે, રૂપમાં કેટલું મળતાપણું કે અમળતાપણું છે, તે તેઓ તદ્દન નાની ઉમ્મરનાં હોવાથી તપાસવાની તક રહેતી નથી, અને પરિણામે તે ત્રણે પ્રકારનાં મોટી સંખ્યામાં કજોડાં થાય છે. આ કજોડાના મહા કષ્ટમાંથી મુક્ત થવા સારૂ ધણી ધણીઆણી પરસ્પર અનેક કારણો આપી એક બીજાને હેરાનગતીઓ ઉભી કરી, સંસાર વ્યવહાર ક્લેશમય બનાવી, અંતે છેડાછુટકા લઈ દઈ લગ્નની પવિત્ર ગાંઠ તોડી નાંખે છે. વળી આ રિવાજે એક સ્ત્રીની હયાતીમાં **બીજી સ્રી કરવાના** રિવાજને પણ દાખલ કરાવ્યો છે. ખચીત જ્યાં ચાળીસ ચાળીસ દિવસનાં સુવાવડનાં ખાટલામાં સુતેલા બાળકને પણ પરણાવી દેવામાં આવે, ત્યાં **કજોડાં, નાતરાં,** છેડાછુટકા અને પરસ્પર કોર્ટના **કજીઆ** થવાના પરિણામ સિવાય બીજું શું પરિણામ આવે? જેનું કારણ ખુલ્લું છે કે—

## મરાઠી સાખી.

**ઉત્તમનું ફળ ઉત્તમ હોયે, શ્રેષ્ટ કનિષ્ટે ન થાયે;**
**આંબે સુંદર સાખો પાકે, કોચે કૌવચ હોયે;**
**નહિ ગર્ધવ ગાયજ થાયે, કરે કોટી કોટી ઉપાયે.**

ટુંકામાં આ પ્રમાણે દ્વિજમાં ગણાતી કોમની શૂદ્રમાં ગણતરી થવા માંડી. શૂદ્રમાં પણ આટલા મોટા પ્રમાણમાં કજોડાં, નાતરાં અને છેડા છૂટકા થતા નથી; કેમકે તેઓ આ પ્રમાણે પોતાના બાળકોને વગર તપાસે ધાબડ- પીટાના લગ્ન કરી લાકડે માંકડું વળગાડી દેતા નથી. જો લગ્નની આ પ્રણા- લિકા ફાયદાભરી હોત તો ખાસ કારણોસરજ કન્યાને **ફૂલના દડા** સાથે પરણાવી કુંવારઘડો ઉતારવાની શાસ્ત્રની મર્યાદાને તોડનારી પડેલ આ પ્રથા હાલ જેટલા દરજ્જે પ્રબળ થઇ છે તે તેટલે દરજ્જે પ્રબળ થાત નહિ. પરંતુ કાળબળે કન્યાઓનાં લગ્ન કરવાના સંબંધમાં એવા વિચા- રોતો આવવા લાગ્યા છે, કે બાળક કન્યાઓ પરણાવ્યા બાદ ગુજરી જતાં હેરાનગતિ ભોગવવા ઉપરાંત કરવામાં આવેલો ખર્ચ ફોગટ જાય છે. જેથી હાલના લગ્ને કન્યાનો **ફૂલનો દડો** કરવો, અને તે મોટી થાય ત્યારે લાયક ઘર વર શોધી વળાવી દેવી, એટલે કન્યા વળા- વવાનો ખર્ચ તેને નહિ પરણાવતાં બચેલા ખર્ચ અને તે રકમના વધેલા વ્યાજમાંથી નીકળી જશે, તથા થતી હેરાનગતિ ટળશે. વિચારો ઠીક છે, તે પ્રમાણે કરતાં અલબત ખર્ચમાં દેખીતો ફાયદો થવા ઉપરાંત પરણાવેલ કન્યાઓ કરતાં ફૂલના દડા સાથે પરણાવેલ કન્યાઓને મોટી ઉંમરે ઠામ બેસાડતાં તે વધુ પ્રમાણમાં સુખી થાય છે. એ પણ ખુલ્લું છે, સહજ વિચાર કરતાં સમજી શકાય તેમ છે. આ કથાનો હેતુ પણ તેજ છે. માત્ર તેનું થોડું સ્વરૂપ બદલવાનીજ જરૂર છે, કેમકે કન્યા- ઓનો લગ્નવિધિ ફૂલના દડા સાથે કરતાં શાસ્ત્રના એક અગત્યના મહાન

પવિત્ર ફરમાનનો લોપ થાય છે. કન્યાને ફૂલના દડા સાથે પરણાવવા માટે કોઈપણ શાસ્ત્રમાં કહ્યું નથી, તેમ તે પ્રમાણે દેશની બીજી કોઇ જ્ઞાતિમાં થતું નથી. આપણાં પૂજ્ય શાસ્ત્રો તો ઢોલ વગાડી એમ કહે છે, કે જ્યારે કન્યા લાયક ઉંમરની થાય ત્યારે યોગ્ય વર સાથે વિધિપૂર્વક લગ્ન કરી યથાશક્તિ દાયજાની સાથે કન્યાદાન દેવું; અને તે પ્રમાણે કન્યાદાન દેનાર માતાપિતા મહા પુણ્યની પ્રાપ્તિ કરે છે. શાસ્ત્રના આ મહાન્ સૂત્ર ઉપર ધૂળ વાળી—અન્યથા કરી—કન્યાને વળાવી દેતાં અવિવાહીત કન્યા પાસે ઘર મંડાવવા—માટે પાપના ભાગીદાર થવાય છે. તે પાપમાંથી મુક્ત થવા માટે યોગ્ય ઉંમરે કન્યાનાં વિધિપૂર્વક લગ્ન કરી શાસ્ત્રના ફરમાન અનુસાર કન્યાદાન આપવું આટલોજ માત્ર ચાલતી પ્રણાલિકામાં ફેરફાર કરવામાં આવે, તો વરકન્યાનાં આપણા હાથથી થતાં લગ્ન દંપતીને સુખરૂપ, ધર્મયુક્ત અને દોષરહિત બનવાની સાથે નિર્દોષ કન્યાને પરણવાનો લ્હાવો મળવા ઉપરાંત, કન્યા પોતે નાતરાના નિંદ્ય દૂષણથી બચી શુદ્ધ પતિવ્રતાની ગણતરીમાં આવી શકે.

આ પ્રસંગે વળી એક એ પણ ભેદ ખુલ્લો કરવાની જરૂર છે, કે કેટલાક દીકરાનાં માતા પિતા ઘરે દીકરીનો **ફૂલનો દડો** કરી દીકરાને પરણાવવા દોડે છે. આમ કરવામાં તેમનો હેતુ હાલ દીકરી પરણાવવાના ખર્ચ અને હેરાનગતિમાંથી બચી જઇ દીકરા માટે કન્યા પ્રાપ્ત કરવાનો હોય છે. કન્યા સારી નહિ નીકળે અથવા વેવાઈ સાથે રાસ્તી નહિ આવે તો **છેડાછુટકો** આપતાં કયાં વાર લાગે તેમ છે? **“ એ તો આપણામાં ઘઈડાવારીનું થતું આવ્યું છે ”** તેમનો આ સ્વાર્થી અને નિર્લજ હેતુ બર આવે છે તેનું કારણ એ છે, કે અંધ-પરંપરા સાથે મડાગાંઠ પાડી બેઠલ માતાપિતા વેવાઈના આ લોભી ચારિત્રનો ધડો લેતાં નથી. તેમ આંખ ઉઘાડીને જોતાં પણ નથી કે,

વેવાઇ તો પારકે માંડવે ધોળ મંગળ ગાવા આવ્યા છે, અને પોતાનું ઘર રાખી પારકે પૈસે ગીત ગવડાવી વિવાહનો લાવ લે છે. ભલા ભગવાન્! ભોળપણ તે કેટલે દરજ્જે!

આ સઘળા વિવેચન અને કથા પ્રસંગનો સાર એટલોજ છે, કે જો દીકરા દીકરીને પરણાવી સંસારનો ખરો લા'વો લેવો હોય, દીકરી માટે યોગ્ય જમાઈ અને દીકરા માટે લાયક વહુ લાવવાની ઉમેદ હોય, તમારા પ્રિય સંતાનોને મહાકષ્ટે ઉછેરી પાળીપોષી મોટાં કરવાના પરિશ્રમને સફળ કરવો હોય તથા તે સંતાનો ભવિષ્યમાં સુખી થાય અને પોતાનો વ્યવહાર, ધર્મપરાયણ બની, સુલેહ શાંતિભર્યો ચલાવે એવી સત્યભાવના હોય, વળી શુદ્ધ આચારવિચારોને અનુસરનાર જ્ઞાતિ બને, તેમાં વિદ્યા અને કેળવણીનો ફેલાવો થાય, પાછળ પડેલ કોમ આગળ નીકળી પોતાના આત્મબળ ઉપર શ્રદ્ધા રાખતાં શીખે એ વિગેરે, તમારા અંતઃકરણની ઉચ્ચ અભિલાષાઓ પાર પડે એમ ઈચ્છતા હો, તો પ્રથમ નાનાં બાળકોને પરણાવી દેવાના જે વિચારો આપણા હૃદયમાં ઘર કરી બેઠા છે તેને તિલાંજલી આપી, તે વિચારોની જગ્યાએ પ્રથમ બાળકોને ઉત્તમ સંસ્કારી બનાવી ભવિષ્યમાં તેમનો વ્યવહાર સરળ અને શુદ્ધ થાય, તેવી વિદ્યા અને કેળવણી આપવાના વિચારોને સ્થિર કરો. પ્રજાને શ્રેષ્ટ ગુણાનુરાગી બનાવ્યા વિના તે વિદ્વાન્, ધનવાન્, શૌર્યવાન, અને બળવાન્ બનશે નહિ.

હવે આપણે આગળ તપાસીએ કે આગળ પાછળ વિચાર કર્યા સિવાય અંધપરંપરાનું અવલંબન કરી દીકરા દીકરીના અકાળે બાળલગ્ન કરી લાકડેમાંકડું વળગાડી દેનાર માતા પિતાને આ સંસાર કેવો દુઃખરૂપ થઈ પડે છે તથા કેટલી મુસ્કેલીઓ અને કરૂણાજનક પ્રસં-

ગોમાં પોતાની જીંદગીનો અંત આવે છે, તે સાથે તેમના અવિચારી સાહસકર્મ માટે બિચારાં નિર્દોષ બાળકોને પણ કેટલું કેટલું સહન કરવું પડે છે, તે કથાના હવે પછીના પ્રસંગથી આપણને સહજ ખ્યાલમાં આવશે. હવે તો પ્રસ્તુતનેજ અનુસરીશું.

( પૂર્વરંગ સમાપ્ત. )



## શ્રી ઉમિયા માતની જય.

## આખ્યાન પ્રારંભ.

દોહી.

થયા શાન્ત સહુ વિવાહને વિતાવી,
સર્વ જાનો નીજ પુર વિષે આવી;
દીશે કોઇ જાનો વર વિનાની ખાલી,
પેસે પુરમાં ગુપ્ત નીચું મુખ ઘાલી.
વેવાઈ સાથે વાંધો પાડી કોઈ આવ્યા,
કોઈ બાળવધુ સાથે તેડી લાવ્યા;
કોઇ મમતે ખર્ચ કરીને પસ્તાયા,
વેલી ઊડી જાન લઇને કોઇ આવ્યા.......થયા.

હવે વિવાહનો તોફાની પવન શાન્ત થયો હતો. વરરાજાઓને પરણાવવા ગયેલ જાનોને શીખો અપાઈ ગઇ હતી. કેટલાક વરરાજા ઊંટાટીઆ કે સૂકગળા જેવા લંબાણ વ્યાધિથી કીંવા વરાદ કે આંચકી જેવા આકસ્મિક વ્યાધિથી માતા પિતાના કાળા મુખ કરી સાસરાના

ઘેરથીજ સ્વધામ સીધાવી ગયા હતા, કે જેમની સુનસાન જાનો નીચે મુખે ચોરની માફક ગામમાં ગુપ્ત પ્રવેશતી હતી. કેટલેક ઠેકાણે વરના બાપ તો કેટલેક ઠેકાણે કન્યાના બાપ નજીવા વાંધા પાડી એક બીજા વેવાઇ મટી વેરવાઈ બન્યા હતા, ત્યારે કેટલીક જાનો સામટોજ લા'વો લઇ લેવાના કે પરણેતર અને પુંખણાના એવડા ખર્ચમાંથી બચવાના કારણસર રોઇ રોટલો માગે તેવી બાળક કન્યાને રોતી રાખવા કંઈ કંઈ દિલાસા આપી વહુનો વેષ કઢાવી સાથે લઈ આવી હતી. કેટલીક જાનોના આગેવાનોએ પોતાના ઘરનો ખુણો (ગુંજાસ) તપાસ્યા સિવાય ચડસાચડસીમાં વધુ પડતો ખર્ચ કરી વિમાસતા હતા ત્યારે કેટલીક જાનો તો વેવાઇ પાસેથી મનમાની શીખ લેવા છતાં ભાગોળના કર, દાપાં અને દાન દેવા પડે તેટલા સારૂ છાની રાત લઈ ચાલી આવી હતી. શામળદાસના ઘરે આવેલ જાન પણ આ પ્રકારના બનેલ બનાવની બહાર રહી નહોતી. શામળદાસ તથા નાથાએ વેવા-ઇની પ્રીતિ અને કૃપા સંપાદન કરવા માટે થાય તેટલા યત્ન કરવા છતાં તેઓને જે વખતે શીખ આપવા માંડી તે વખતે પોતાનું પોત પ્રકાશ્યું એટલે કે—

## સાખી.

**થાક કરી લીધા સહુ કર દાપાના દામ;**
**વાંધો પાડયો આખરે કર્યું નામ પરગામ.**

સંભાળી સંભાળીને પોતાનો હક્ક, કર, દાપા ચુકાવી લેવા છતાં અંતે કુળવાને પોતાના કુળનો પ્રકાશ કર્યો. 'પુરત' અને 'આપમેલ' કરવામાં જેમ જેમ શામળદાસે નમતું મૂક્યું તેમ તેમ આ કુલીન ગૃહ-સ્થની દ્રવ્ય મેળવવાની લાલસા વધતી ગઈ. કેમકે વિવાહના આ વાય-દાના વેપારમાં શકરાશાએ જોટાનાં અને ગુજરાનાં જુદા જુદા કરજ

ચુકાવવાની વેતરણ કરી રાખી હતી ત્યારે જેકોરબાએ પનોતાના પુત્રને પરણાવતાં જે ચાંલ્લો અને પુરત વગેરેના પૈસા આવે તેમાંથી જુદા-જુદા ઘાટ ઘરાણાં કરાવવાનો મન સાથે સંકેત કર્યો હતો, તેથી શામળદાસ અને નાથો શકરાશાને ઘરબાર સોંપી સાધુ થઇ ચાલ્યા જાય તોપણ આ કુલીન દંપતીના મન કાંઇ હિસાબ નહોતો; સબબ તેઓ તો એમ માનતાં હતાં કે—

## સાખી

**મહા ભાગ્ય મુખી તણું, પુરૂં પૂર્વનું પુન્ય;**
**જતી લાજ રાખી અમે, જે આપે તે ન્યૂન્ય.**

જ્યાં વરનાં માતા પિતા કન્યા લેવામાં કન્યાના માતાપિતા ઉપર મહાન્ ઉપકાર કરતાં હોય એમ માને ત્યાં કન્યાને તથા તેના માતા પિતાને સુખ શાંતિ કયાંથી થાય? તેમજ એવા બેકદર શ્વસુરપક્ષમાં કન્યા ગૃહલક્ષ્મી તરીકે કયાંથી મનાય! જ્યારે મનુ ભગવાનના ફરમાનને માન આપી સ્ત્રીઓની યોગ્ય કદર કરી તેમના વહેમ અને અજ્ઞાન ટાળી તેઓને ગૃહિણીને યોગ્ય બનાવવામાં આવશે ત્યારેજ આપણો સંસાર સુખરૂપ થશે.—અસ્તુ.

શામળદાસે વેવાઇ પ્રત્યે અનેક પ્રકારે વિનય, વિવેક અને દીનતા દર્શાવી તે ફોગટ ગઇ. ગમે તેટલું કરવા છતાં કુલીનતાનું ત્રાજવું નમતું ને નમતુંજ રહ્યું. અંતે શકરાશા અને જેકોર શામળદાસ સાથે વાંધો પાડી રીસાયાં. રીસાય છતાં પણ ગણી ગણીને લીધેલ કરદાપાના નાણાંની ગાંસડી વેવાઇને પાછી નહિ આપતાં પોતા સાથે લઇ ઘર તરફ વિદાય થયા. એટલે શામળદાસ, નાથો વગેરે જાનને વળોટાવા જનાર મંડળ ઉદાસ વદને મૌન્ય દશામાં પાછું વળ્યું. શકરાશા જાન લઈ ઘરે આવ્યા અને બે ચાર દિવસ વીતી પણ ગયા છતાં વેવાઈ ઉપરનો તેમનો

ગુસ્સો શાન્ત થયો નહિ. તેમણે ભવિષ્યનો વિચાર કરી ગુસ્સામાં ને ગુસ્સામાં શામળદાસ ઉપર કાગળ લખ્યો કે—

પદ.

લખવા કારણ જે, અમે લખી દઈએરે;
છે સગાં સગાંનું કાગ, અગાઉથી કહીએરે.
કંઇ શરમાયા ન લેશ, મુખી થઈ મોટારે;
ચાંડલામાં રૂપીઆ વીશ, આપ્યા ખોટારે.
વેવણ વેવાઈનો દશ, પુરો નહિ આપ્યોરે;
ભાતાનો પાશેર ભાર, નહિ બંધાવ્યોરે.
નહોતા અધિકા જણ, જાનની સાથેરે;
લેખામાં લેજો એહ, બોજો તમ માથેરે.
ઠગ વિદ્યા કીધી આમ, નથી ગઢ જીત્યારે;
લઈશું અમે વ્યાજ બદામ, નથી દિન વીત્યારે.

કાગળમાં એ સિવાય બીજા પણ નાના મોટા લેણાંની તારીજ બતાવવામાં આવી હતી, અને તેમ કરવામાં શકરાશાનો એ ઉદ્દેશ હતો કે જો અત્યારથીજ લેણું ખડું કરી રાખ્યું હોય, તો કન્યા તેડતી વખતે તે લેણું વસુલ કરવામાં અનુકુળતા થાય. કાગળ બીડી પોસ્ટ કરવામાં આવ્યો.

શામળદાસને હજુ વિવાહનો થાક પુરો ઉતર્યો નહોતો એટલામાં તો લાડકા ગાંધીએ મૂળશંકર દવે સાથે સંકેત કરી હિસાબ કરી આપવા તાકીદ કરવા માંડી. પટેલને આબરૂના ભયે હિસાબ કરી આપવો પડ્યો. હિસાબના આંકડે શામળદાસને ગભરાવી નાખ્યાં. પરંતુ **"ખર્ચ તો થયું પણ મુચ્છનું પાણી રહ્યું"** એ વિચારે પુનઃ તેમને દિલાસો આવ્યો, તેટલામાંતો પોસ્ટમાંથી વેવાઇનો કાગળ મળ્યો

શામળદાસે કાગળ વાંચી નાથાને આપ્યો. કાગળમાં લખવામાં આવેલ લેણાંની તારીખ વાંચી પિતાપુત્ર વિસ્મય થઈ ગયા. શામળદાસનું મોઢું ગુસ્સાથી લાલચોળ બની ગયું અને ઉંડા નિસાસા નાખી માથું ધુણાવવા લાગ્યા. પિતાને પસ્તાવો કરતા જોઈ નાથો બોલ્યો—

પદ

( બેડો બાઈ બુડતો તારો રે, એ...રાગ. )

નાથો—શ્યો શ્યો લાખેણો લાવોરે
પિતા શાને શીશ ડોલાવોરે
વેર ઝેરને સાહસમાંહી ઉપજે કષ્ટ અનેક,
ધારીએ બુરૂં બીજાનું થાયે આપણું બુરૂં છેક;
ખત્તા પેટ ભરીને ખાવો રે.......શ્યો.

શામળ—એક વેવાઈની હોળી હૈયે બીજું તું બોલીએ બાળ,
દાઝયા ઉપર ડામ ન દે, મારે અંગે ઊઠે ઝાળ;
દૈવે ધાર્યું તે થાય રે, ટળે ના કોટી ઉપાયેરે.

નાથો—દૈવ કરે શું દાવાનળમાં પડતાં દાઝી મરાય,
કરીએ તેવું પામીએ બાપા, ભાગ્યનો શું અન્યાય;
વધુ મને સીદ બોલાવોરે...........શ્યો.

શામળ—ચીલે ચીલે ચાલીએ નાથીઆ થાતું હોય તે થાય,
સવળું કરતાં અવળું પડે એ બૈનું ભાગ્ય ગણાય;
અલ્યા ગયું તારૂં શું ગાયેરે.........દૈવે.

નાથો—વણ તપાસે ગુમાનમાં લાગ્યા ભાન ભુલી ઘેર જાન.
હોંસ તમારી પુરી કરશે એ વેવાઈ કુળવાન.
ઉતાવળા શીદને થાવોરે................શ્યો.

બાપા ઉતાવળા ન થાઓ, કુળવાન વેવઈનું પોત તો જેમ

વખત જશે તેમ વરતાશે. આ તો હજુ ગણેશનો વેષ છે. થોડું વાર્યા હતા ?

શામળ—શું કરવું ? **બાપદાદા કરતા આવ્યા એ થાય;** વિવાહમાં દીકરી કુંવારી મુકાય ?

નાથો—ના દીકરી કુંવારી ન મુકાય ! ખાડામાં નંખાય ! બાપના કુવામાં બુડી મરાય !

શામળ—હવે બીજી પંચાત પડી મૂકી એનું માથું ભાગી જાય એવો જવાબ લખી નાખ. ચોકખે ચોકખું લખી દેજે કે અમારી પાસે તમારી દશની એક પાઇ પણ બાકી રહી નથી.

નાથો—કાગળનો જવાબ લખીને શું રાયજગ કરવો છે; સગું કર્યા પછી અવળા સવળા કાગળ લખી શત્રુતા વધારી વિશેષ નડતર ઉભું કરવું તેમાં શો ફાયદો ? આગળ ઉપર ભાગ્યું ગાડે ઘલાશે.

આ પ્રમાણે જવાબ દઈ નાથો ઉઠી બહાર ગયો. શામળદાસ થોડો સમય વિચારમાં નિમગ્ન થઈ ગયા પરંતુ નવા તળાટીને ચા પીવા માટે આમંત્રણ આપવા જવાનું યાદ આવવાથી તળાટીના ઉતારે જવા નીકળ્યા. માદના મોઢા આગળ મહાલી રમતી હતી તે શામળદાસને જોતાંજ આંગળીએ વળગી પડી. બંને જણ તળાટીને ઉતારે આવ્યા.

તળાટી જાતે દક્ષણી બ્રાહ્મણ હતો. તેનું નામ ભાષ્કરરાવ હતું તે મધ્યમ વયનો, દેખાવડો અને મીલનસાર માણસ હતો. તેની સ્ત્રી તારામતી પણ સ્વભાવે ભલી અને માયાળુ હતી. સંતાનમાં તેઓને એક પાંચ છ વરસની દીકરી હતી. જેનું નામ સાવિત્રી હતું. ભાષ્કરરાવ જો કે ટુંક પગારદાર નોકર હતો તથાપિ તેનો ઘર સંસાર

સુખરૂપ ચાલ્યો જતો હતો. મહાલીને જોતાંજ તારામતીને તેના તરફ સ્વાભાવિક સ્નેહ છુટયો. મહાલીને તેણે પોતાની પાસે બોલાવી કાંઇક ખાવાનું આપ્યું. ત્યાર બાદ સાવિત્રી જે એક બાજુ બેસી ભણુતી હતી તેને પોતાની પાસે બોલાવી મહાલી સાથે ઓળખાણુ કરાવી. બાળકોને પરસ્પર સ્નેહ થતાં વિલંબ થતો નથી. થોડાજ સમયમાં તે એક બીજા સાથે હળી જાય છે. મહાલી અને સાવિત્રી માટે પણુ એમજ બન્યું. થોડા વખત સુધી તે બંને જણાં તારામતી પાસે બેઠાં પછી સાવિત્રી મહાલીને લઇ પોતે ભણુતી હતી ત્યાં આવી અને ધીરે ધીરે તેઓ એક બીજા સાથે હળીમળી જઈ રમતે ચડયાં. બીજી તરફ ભાષ્કરરાવે પણુ શામળદાસનો યોગ્ય સત્કાર કરી આગમન કારણુ પૂછતાં પટેલે મહેતાજીને ચાનું નિમંત્રણુ આપી જણાવ્યુ કે તમે અમારે ગામ પહેલવહેલા આવ્યા છો; અને આ મહાલીબાનાં લગન પણુ હમણાંજ ગયાં છે, એટલે બંને કારણુ ભેગાં થયાં છે.

ભાષ્કર—પટેલ! આટલી નાની દીકરીને પરણાવી દીધી?

શામળ—મહેતાજી આ છોડી તો મોટી છે. અમારે તો ઘોડીઆમાં હીંચતાં છોકરાં પરણે.

ભાષ્કર—હા! એ મને ખબર છે પરંતુ લોકો વાતો કરે છે કે તમારા લોકો કન્યાઓને ફૂલને દડે પરણાવે છે તે કેવી રીતે!

ભાષ્કરરાવનો પ્રશ્ન સાંભળી શામળદાસ હસીને બોલ્યા—

શામળ—મહેતાજી! કન્યા માટે મુરતીઓ ન મળે તો લગ્નની તારીખે કે માંડવરાતે કન્યાને ફૂલના દડા સાથે ફેરા ફેરવી તે ફૂલનો દડો કુવામાં નાખી દઇએ, અને પછી કન્યાને ચુડીકર્મ કરાવી ટાઢા પાણીએ નહવરાવી નાખીએ એનું નામ ફૂલનો દડો?

ભાષ્કર—ટાઢા પાણીએ નહવરાવવાનું શું કારણુ?

શામળ—કન્યાને ઉનાં પાણીએ ન્હવરાવે તો તેને જ્યાં ઠામ બેસાડે ત્યાં તે બળતી રહે.

શામળદાસ સાથેની ચાલતી ચર્ચામાં ભાષ્કરરાવ અને તેની સ્ત્રીને ઘણો રસ પડતો હતો. આ વાત સાંભળી બંને જણ ઘણાં તાજુબ થઈ ગયાં પરંતુ ઠામ બેસાડવાની વાત તેઓથી સમજાઈ નહિ તેથી ભાષ્કરરાવે પૂછયું—

ભાષ્કર—ફૂલનો દડો કરેલી કન્યાને કઈ વિધિથી ઠામ બેસાડતા હશે?

શામળ—ફૂલનો દડો કુવામાં નાખ્યો એટલે બધો વિધિ પુરો થઇ ગયો. પછી તો એ કન્યા નાતરાની અષ્ટમંગળી થઈ.

ભાષ્કર—ચાર મંગળ તો ફૂલના દડા સાથે ત્યારે બાકીના ચાર મંગળ ક્યારે?

શામળ—મંગળ બંગળ શાનાં વરતાવે. એ તો એમ કહેવાય કે અષ્ટમંગળી.

ભાષ્કર—શિવ ! શિવ ! બિચારી કુંવારી કન્યાને માથે આ તો મોટું કલંક ! વિના પરણાવે, વિના વળાવે એ નાતરાની કન્યા ! ! નાતરાની કન્યાથી તો કેટલાંક શાસ્ત્રોક્ત કર્મ થઈ શકે નહિ પટેલ ?

શામળ—એ તો અમારા ઘરડાવાળીનું થતું આવ્યું છે. પરણાવ્યા વિનાની **વશકન્યા** રખાય ?

ભાષ્કર—અરે ભલા માણસ ! શાની **વશકન્યા** ! આ તે કયા શાસ્ત્રનો સિદ્ધાંત ! કયા અભાગીઆએ તમે લોકોને આવું ભૂત ભરાવી દીધું હશે ! કેટલો વહેમ ! કેટલી અજ્ઞાનતા !

શામળ—મહેતાજી ! ખોટું ન લગાડશો. ખરૂં પૂછો તો જેટલા સરકારી ભણતર ભણે છે તેટલા બધાય નાસ્તિક થઈ જાય છે. અમારો નાથો પણ તમારી પેઠેજ કહે છે. આ તે શું થવા

બેહું ! હળાહળ કળજુગ આવ્યો ! આ પાપેજ નાથાને નિશાળેથી મેં ઉઠાડી લીધો.

પદ. ( ચાલ—ત્રોટકની ).

તજી વહેમ સુધારો બાળકને;
દ્યો કેળવણી કુળ તારકને.
નિરખો દુનિયાં રજ દૃષ્ટિ કરી;
દિગમૂંઢ કરે વિદ્યાને વરી.
જ્યાં વહેમી વિચારો કુચાલો હશે;
નહિ થાય ઉદય કોઈ કાળ વિષે.
ના સાથ સમયની વિચરશો;
નીજ હાથ અહિત નકી કરશો.

પટેલ સાહેબ જરા આંખ ઉઘાડીને જુઓ તો ખરા, વિદ્યા અને કેળવણીના પ્રતાપે ગોરા લોકોએ કેટલી કેટલી નવી નવી શોધ ખોળ કરી. માનવામાં ન આવે તેવા ચમત્કારો આપણી દૃષ્ટિ સંનમુખ રજુ કર્યા છે, અને હજુ પણ કરે જાય છે. આપણા વહેમી વિચારોએજ આપણી આ સ્થિતિ કરી છે. તમે નાથાલાલને આગળ વિદ્યાભ્યાસ કરતાં અટકાવ્યા એ બહુ ખોટું કર્યું.

શામળ—તમારી પેઠે અમારાં છોકરાને ક્યાં મેતાગરી કરવા જવી છે. એટલું ભણતર ઘણુંએ છે. ભણેલા તો માથાં કુટતાં થાકે નહિ. હવે એ લમણાં ફોડ જવા દો અને કહો કે ચા પાણીનું આજ સાંજે રાખીશું કે આવતી કાલે સવારે, જેવી તમારી મરજી.

ભાષ્કર—આવતી કાલ સવારે ઠીક પડશે.

શામળ—બહુ સારૂં.

આમંત્રણનો સ્વિકાર થતાં શામળદાસ ઊઠયા. મહાલી સાવિત્રી સાથે રમતી હતી તેને પોતાની સાથે લેવા માંડી પણ મહાલીએ આવવાની ના પાડી, અને કહ્યું કે "બાપા! હું તો અહીં રમીશ. તમે જાઓ મારે તો ભણવું છે" મહાલીનું બોલવું સાંભળી શામળદાસ હસ્યા. ભાષ્કરરાવે જવાબ વાળ્યો કે "ભલે અહીં રમે. છોકરાંને છોકરાં ભેગો આનંદ આવે" શામળદાસ મહાલીને ત્યાં મૂકી ઘરે આવ્યા, અને સવારમાં ચા માટે સગવડ કરવાની નાથાને સુચના આપી.

બીજે દિવસે સવારે નાથાએ માઢના મેઢા ઉપર બિછાત કરી બેઠક ગોઠવાવી. સમય થતાં માઢના મેઢા ઉપર માણસો એકઠાં થવા માંડયાં. લાડકા ગાંધી, મૂળશંકર દવે, અને પ્રભુ બારોટ તો સૌ પહેલા હાજર થઈ ગયા હતા. ભાષ્કરરાવ અને નિશાળના મહેતાજી સાથે આવ્યા. તેઓને આવકાર આપી નાથો મેઢા ઉપર લઈ આવ્યો. એટલે શામળદાસે તેઓનો યોગ્ય સત્કાર કરી બેસવા માટે પોતાની જોડે જગા કરી આપી, પછી પ્રભુ બારોટે શામળદાસને પૂછ્યું.—

પ્રભુ—શામળ બાપા! આ આપણા ગામના નવા તળાટી કે?

શામળ—હા. જાતે દખણી છે, પણ બહુજ ભલા છે.

પ્રભુ—કેમ ન હોય બાપા! મૂળ બાદશાહી તો એમનાજ બાપની હતી ને! એ તો બાપા કહ્યું છે કે "કરમ છુપે નહિ ભભૂત લગાયે."

આ વાતચીત ચાલે છે તેટલામાં તો કસુંબો તૈયાર થઈ આવ્યો; તેની લાંણી એવી તો ઉદાર હાથે કરવામાં આવી કે જે માણસોને અફીણનું બંધાણ નહોતું, તેવા માણસોને પણ ખેંચતાણ કરી, અને છેવટ સોગન આપી કસુંબો પાવામાં આવ્યો. ભાષ્કરરાવ તથા

માસ્તર તો કસુંબો પીવા પાવાની આ લીલા જોઈ આશ્ચર્ય ચકિત થઇ ગયા.

આ ઘટના પૂરી થઇ કે ચા લાવવામાં આવી અને તેની પાછળ ખારેક, ટોપરાં અને સાકરનો એકઠો કરેલો ભુકો "ખાર ભંજણા" દાખલ વહેંચવા માંડયો. સામાન્ય ચા પાર્ટીએ લગ્નની ચા પાર્ટી જેવું સ્વરૂપ ધારણ કર્યું. આ કાર્યથી ભાસ્કરાવની વૃત્તિ શામળદાસ તરફ વિશેષ માનપ્રદ બની ખરી તથાપિ વિના પ્રયોજનના આ વધુ પડતા ખર્ચ માટે તે જરા ખીન્ન થયા.

ચા પાર્ટીમો જલસો પૂર્ણ થતાં એકઠાં થયેલાં માણસો વેરાવા લાગ્યાં. ભાષ્કરરાવ તથા માસ્તર પણ શામળદાસનો ઉપકાર માની રજા લઈ નીચે ઉતર્યા. નાથો તેમને વોળાવવા માટે તેમની પાછળ પાછળ માઢ સુધી આવ્યો. ભાષ્કરરાવે તેને ત્યાંજ થોભાવાનું જણાવી કહ્યું કે—

ભાષ્કર—નાથાલાલ ! તમારા લોકોને જ્યાંસુધી વિના પ્રયોજને માત્ર મીથ્યા મોટાઇ મેળવવાની લાલચે વધુ પડતો ખર્ચ કરવાનો પડેલો કુછંદ જશે નહિ ત્યાંસુધી તમારી ઉન્નતિ થવી અસંભવિત છે. જુઓ ! આજેજ તમારા પિતાએ નજીવી બાબતમાં કેટલો બધો ખર્ચ કરી નાખ્યો ! તમારા લોકોમાંથી હજુ જુનો જમાનો જતો નથી.

માસ્તર—સાહેબ ! મને કહેવા દ્યો કે પાટીદારોનો મને પૂરો અનુભવ છે. ઇશ્વર જાણે! તેઓમાં એક એવી કુટેવ છે કે પોતે લીધી વાત છોડી શકતા નથી. નહિતો દેશનો સઘળો આધાર ખેડુત પ્રજા ઉપર છે. તેઓ પોતાના કલ્યાણ માટે ધાર્યું કરી શકે, તથાપિ વિદ્યા અને કેળવણીની ખામીના લીધે તેઓ પોતાની

બગડી ગયેલી સ્થિતિ પૂર્ણપણે જાહેરમાં લાવી શકતા નથી. એટલે અન્ય પ્રજાવર્ગનું ધ્યાન તેમના તરફ ખેંચાતું નથી. તમારા જેવા તેઓની સાથે નિકટનો સંબંધ ધરાવનાર અધિકારીઓએ પ્રસંગોપાત ઉપરી અધિકારીઓનું ધ્યાન ખેંચી તેમની ખરી સ્થિતિ પ્રગટ કરવી જોઇએ.

ભાષ્કર—માસ્તર સાહેબ ! મને પાટીદારો તરફ સંપૂર્ણ માનની લાગણી છે, વળી ખેતીવાડી આ દેશની આજીવિકાનું એકલું સાધન છે. એ વાત પણ મારી ધ્યાન બહાર નથી, અને તેને લેઇને મારાથી બને તેટલું તેમના માટે કરૂં છું, પણ તેઓના આગેવાનોનું ક્યાં ઠેકાણું છે ? નોકર માણસથી થતું તો હોય તેટલું થાય.

માસ્તર—અરે સાહેબ ! બિચારા આગેવાનો અફીણ તમાકુનાં રાવણાં અને પંચાતો આડે ક્યાં નવરા થઇ શકે તેમ છે. તેમની તો વાતજ જવાદો. મેં આખી ઉંમર પાટીદારોના ગામડામાંજ નોકરી કરી છે. જો આગેવાનોનું મુખ્ય કર્તવ્યકર્મ પૂછો તો અફીણ તમાકુના રાવણાં કરી ભાટ ચારણની વાર્તાના ગપાટા સાંભળવા, ગામે ગામ પંચ ભેગાં થાય ત્યાં જવું. પંચમાં વગર પુરાવે મુકરદમા સંભળાય, કોઇનો દંડ, તો કોઈ પંચ બહાર એમ ઇચ્છામાં આવે તેવા ફેંસલા અપાય, અંતે લાડવા ખાઈ દંડના રૂપીઆ ખતમ કરી વેરાઈ જાય. આ લોકોનું પંચ ભેગું થાય છે. ત્યારે તો જોવા જેવો તમાસો બને છે. એક બીજાની કોઈ વાતજ સાંભળે નહિ. મહીના પહેલાં તમારી અહીં બદલી થઈ હોતતો સઘળું પ્રત્યક્ષ થઈ જાત ચાલો, રજા લ્યો, સાંજે ફરવા જઇશું ત્યારે વિશેષ ચર્ચા કરીશું.

ભાષ્કર—કેમ નાથાલાલ ! રજા છે ? વખત મળે જવા આવવાનો પ્રસંગ રાખજો તો આનંદ આવશે.

નાથો—ખુશીથી પધારો. જ્યારે મરજી હશે ત્યારે હાજર થઈશ. હું તો હમેશાં માસ્તર સાહેબની સાથેજ રહું છું.

આ પ્રમાણે વાતચીત કરી સઘળા છુટા પડ્યા. ધીરે ધીરે ભાષ્કરરાવ સાથે નાથાનો પરિચય વધવા લાગ્યો, અને વખત જતાં બંને દોસ્તદાર બન્યા. મહાલી પણ હમેશાં ભાષ્કરરાવને ત્યાં જતી, સાવિત્રી સાથે ભણતી, અને રમતી હતી. મહાલી દેખાવડી, ચંચળ અને મીઠા બોલી હોવાથી તારામતીના સ્નેહાળ સ્વભાવને વિશેષ પ્રિય થઈ પડી હતી. તે બંને બહેનપણીઓ તરફ સમાન દૃષ્ટિ રાખતી. થોડાજ વખતમાં તેણે બંને જણાને કક્કો, બારાખડી શીખવી-દઈ પહેલી ચોપડી શરૂ કરાવી. જરૂર જોગા આંક પણ શીખવવામાં આવતા હતા.

મહાલી શામળદાસની લાડીલી પુત્રી હોવાથી ઘરમાં તેને અન્ય કોઈ કાંઈ કહી શકતું નહિ, પણ કવચિત કરકશ અવાજે માતા પુત્રીને કાંઈ કામ કરવાનું ફરમાન કરતી તો પુત્રી બાળક સાથે કેમ કામ લેવું તે રીતિથી અજ્ઞાત માતા તરફ બેદરકાર બનતી. માતા રોષે ભરાતી અને " કીધું કરતાં નથી, પણ બચકાં લઈ ઘેર આપવાનાં છો ! માને પેટ ભરી ગાળો ખવરાવશો ? બહુ લાડવાયાં છો તે શહેરમાં ક્યાંય સમાવાનાં નથી ! બાજારનાં ઠુંબા ખાઈ મરી જવાનાં છો "!! વગેરે શ્રાપિત ઉદ્ગારો કાઢી તિરસ્કાર યુકત ગાળો ભાંડતી તેજ પુત્રી તારામતીના એકપણ બોલનો અનાદર કરતી નહિ એ તારામતીની બાળક પાસેથી કામ લેવાની ખુબી હતી. માતાએ પુત્રીને ગૃહ કાર્ય બરાબર શીખવું જોઈએ એ આવશ્ય કવાત

તારામતી નિરંતર લક્ષમાં રાખતી પણ તેનો તે ધોરણસર અમલ કરતી હતી.

હવે વિવાહની વાત તદ્દન વિસારે પડી ગઈ હતી. તે એટલે સુધી કે જાણે કોઈ દિવસ વિવાહ આવ્યોજ નહોતો, અથવા હવે પછી આવવાનો પણ નથી. શકરાશા અને જેકોરનો એકનો એક પુત્ર ભોડાલાલ નાની વયમાંજ માતાપિતાને અનેક પુત્ર જેટલો લ્હાવ પહોંચાડતો હતો, તે જેમ જેમ વયમાં વધતો જતો હતો તેમ તેમ બાળ ક્રીડાના તોફાનમાં પણ વધતો જતો હતો. પોળના મોટા માણસો તથા છોકરાં તેના તોફાનથી કંટાળી ગયાં હતાં. જેકોર પણ પુત્રનો વ્યાજબી ગેર વ્યાજબી પક્ષ લઈ થાકી ગઈ હતી. તેને અતિ કંટાળો આવતો ત્યારે તે પુત્રને પ્રહાર કરતી. ક્વચિત રોતી અને સાથે સાથે શકરાશાને પણ તેમની ગેરહાજરીમાં ગાળો ભાંડતી. સાત વરસના પુત્રે હજુ નિશાળનું મોઢું ભાળ્યું નહોતું.

જેકોર જ્યારે ભોડાલાલની મસ્તી, તોફાન અને કજીઆથી પૂરી કંટાળી ગઈ ત્યારે શકરાશાને કહી તેણે ભોડાલાલને નિશાળે ભણવા બેસાડયો પણ તેને હંમેશાં નિશાળે મોકલવો એ કામ ધણી ધણિ-આણીને એટલું બધું ભારે થઈ પડયું, કે તેઓ તદ્દન લોભી હોવા છતાં ખાસ તેટલા સારૂં તેઓએ મેહેતાજીને મેહેનતાણું આપવાનો ઠરાવ કર્યો. જ્યારે ભોડાલાલના વિદ્યાભ્યાસની આ સ્થિતિ હતી ત્યારે મહાલી તારામતીની દેખરેખ નીચે સાવિત્રી સાથે ઉત્સાહ પૂર્વક શાળામાં જઈ અભ્યાસ કરતી હતી.

વિવાહ વીત્યા પછી ત્રણ ચાર વર્ષે શામળદાસની વહુ દમના વ્યાધિથી ગુજરી ગયા. શામળદાસે સારી રીતે તેમનું ઉત્તર કારજ કર્યું. મહાલીનાં સાસુ સસરા પણ કારજ ઉપર રાવણે આવ્યા. બીજા

મેમાનો કરતાં તેઓને નાથાએ બે ત્રણ દિવસ વધુ રોક્યાં. ચાકરી બરદાસ પણ સારી કરી છતાં તેઓને રિવાજ પ્રમાણે બારસ પાઘડીની રકમ આપવા માંડી તે ઓછી પડવાથી તેમણે લીધી નહિ અને એક વધુ લેણું રાખી રીસાઇને ખાલી હાથે ચાલ્યા ગયાં. નાથાએ તે વાતની બહુ દરકાર કરી નહિ. શામળદાસ આસપાસના ગામોના આગેવાન પટેલ હતા. તેથી તેઓ ધારે તો કાંઈ પણ ખર્ચ કર્યા શિવાય પોતાને સારૂ બીજી સ્ત્રી લાવી શકે તેમ હતું. તથાપિ નાથા અને મહાલી ઉપરના તેમના પ્રેમે તેમ કરતાં અટકાવ્યા. વળી નાથાની વહુ ઘરે આવતી જતી થઈ ગઈ હતી એટલે શામળદાસ બીજી સ્ત્રી ન કરે તો ચાલી શકે તેમ હતું વગેરે કારણોથી તેમણે તે વાત મનમાંથી મુદ્દલ કાઢી નાંખી હતી. શામળદાસની ઉંમરમાં જો વિચારવંત કાર્ય થયું હોય તો તે આ એકજ હતું.

માથા ઉપર આવી પડેલો ભાર નાથાની વહુ યથાશક્તિ ઉપાડતી હતી, પણ ઘરમાં સાસુની મોટી ખોટ પડી હતી. ઘરના કામકાજમાં નાથાની વહુ એકલી પહોંચી નહિં વળવાથી માહાલીની મદદ લેતી અને માહાલી પૂર્ણ ઉત્સાહથી ભાભીને મદદ કરતી. તથાપિ અતિ કામથી કંટાળેલી ભાભી કોઇ કોઈ વખત ઘરના આદમીઓની ગેરહાજરીમાં નણંદ ઉપર ગુસ્સે થઇ જતી. બાળક નણંદ બચાવ કરતી તો ભાભી બડબડાટ કરી આખો દિવસ મોઢું ચડાવી ફરતી. આવે પ્રસંગે માહાલીને મા યાદ આવતાં છાની આંસુ સારી મન વાળતી અને ગમે તે યત્ને ભાભીને મનાવી લેતી હતી.

અજ્ઞાન સ્ત્રીઓના અમલનો દોર જેમ જેમ ઘરમાં જામતો જાય છે તેમ તેમ તે વધુ ઇર્ષ્યાળુ, રીશાળ અને મીથ્યાભિમાની બને છે. પોતાનું ધાર્યું કરવાના તે અનેક યત્નો આદરે છે. પુરૂષો લાજે

સેવાઇને કે ફંફાસથી કંટાળી નમતું મુકે છે ત્યારે તે વધુ જોર પર આવી આખરે પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે. નાથાની વહુનો યત્ન તે દિશા તરફ હતો ખરો પરંતુ હજુ તે પોતાની કૃતિમાં વિજયી થઈ નોહોતી, કેમકે નાથાનો તેના ઉપર સારો કાબુ હતો. સત્તાહીન શામળદાસ આ સઘળું જોતા અને મનમાં સમજી બેસી રહેતા એટલે ઘરમાં સઘળું ઠીક ઠીક ચાલ્યું જતું હતું.

માહાલીની આ સ્થિતિ હતી તો પણ તે હમેશાં શાળામાં જતી હતી. તેનો અભ્યાસ છટ્ઠી ચોપડી સુધી પહોંચ્યો હતો. તારામતિએ તેની બુદ્ધિ, તર્ક અને તુલના શક્તિ ઉત્તમ પ્રકારે ખીલવી હતી. કેટલાંક આખ્યાનો તેણે કંઠે કર્યા હતાં. તુળશી કૃત રામાયણના તે સારી રીતે અર્થ કરી શકતી હતી. નાની ઉંમરમાં પણ તેની બુદ્ધિનો ચમત્કાર વિદ્યુત માફક પ્રકાશ પાડતો હતો.

એક દિવસ નિશાળેથી છુટી માહાલી સાવીત્રિ સાથે ભાસ્કરરાવના ઘેર ગઈ અને ત્યાં કાંઇક વધુ રોકાણી. આ વખતે તારામતિ પડોશની સ્ત્રીઓને હરિશ્ચંદ્ર રાજાનું આખ્યાન કહી સંભળાવતી હતી. માહાલી ત્યાં આખ્યાન સાંભળવા રોકાવાથી વખતસર ઘરે જઈ શકી નહિં. કામકાજથી કંટાળેલી ભાભીએ માહાલીને ઘરમાં પેસતાંજ કહ્યું.–

**ગીતિ.**

**"વણુ પુછે વણુ કીધે, પરઘર ફરતાં લેશ નથી ડરતાં,**
**નથી હવે કાંઈ નાના, જ્યાં ત્યાં રખડો લાજ નહિ ધરતાં.**

મોટાં મારા જેવડાં થયાં તો પણ ઘરનાં માણસોને તો જાણે આ ઘોડીઆમાં હીંચે છે. ખબરદાર! વગર પુછે ઘર બહાર પગ મુકયો તો તમારી વાત તમે જાણ્યાં." ભાભીના મોઢેથી આવા શર્મ ઉપજાવનારા શબ્દો માહાલીએ આજ પહેલ વહેલાજ સાંભળ્યા હતા. આ

શબ્દોએ તેને કાંઇક જુદી દીશાનું ભાન કરાવ્યું તેથી તે તેને અસહ્ય થઈ પડયા. તેજ દિવસથી તેણે નિશાળે જવાનું છોડી દીધું અને બને તેટલી કાળજીથી તે ભાભીના કથનનો અમલ કરવા લાગી. માહાલી ગામડામાં જન્મી, ગામડામાં ઉછરી અને પોષણ પણ ત્યાંજ પામી છતાં રૂષિ કન્યા જેવી સરળ સંસ્કારી બની હતી. તે તારામતિદ્વારા સુવિદ્યા તથા ધર્મનીતિનું શિક્ષણ પામી તેનુંજ પરિણામ હતું.

ઉપરોક્ત બનાવ બન્યાની શામળદાસને ખબર પડતા તેમણે માહાલીને સાસરે વેળાવી દેવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ શામળદાસ પોતાની બેઠકમાં બેઠા બેઠા ચેલા તથા નાથા સાથે વાતો કરતા હતા તે થઈ રહ્યા પછી તેમણેચેલાને કહ્યું—

શામળ—ચેલા! આવતી કાલે તું ચોવટપુર જા અને વેવાઇને મળી માહાલીને વેળાવાનું મહુરત લઈ આવ. છોડી મોટી થઈ છે તેથી મને તો રાતે ઉંઘ પણ આવતી નથી.

નાથો—બાપા! તમે ચેલા કાકાને ચોવટપુર જવાનું કહો છો પણ હજુ બોડાલાલનું કયાં ઠેકાણું છે? એતો દિવસે દિવસે ભોંયમાં પેસતા જાય છે.

ચેલો—તેનું શું કરવું? એ કાંઈ તાંબુ પિત્તળ છે કે ટીપીને વધારાય કે ખેંચીને લાંબા કરાય?

નાથો—ત્યારે ઉતાવળા શું કામ થવું? હજુ મહાલી કાંઈ એટલી બધી મોટી નથી થઈ ગઈ કે આપણે અકળાવું પડે?

શામળ—નાનીને મોટી! બેઠે બેઠે ઘર દેખાડી દઇએ એટલે એ થયું.

નાથો—ઘર દેખાડશો એટલે બોડાલાલ બે આંકડા ભણતા હશે તે

પણ નહિં ભણે. પાટીદારના પુત્રને પુંખ્યો એટલે ભણુવા ગણુ-
વાનું પતી રહ્યું.

શામળ—નહિં ભણે તો મારે ક્યાં જોવા બેસી રહેવું છે. સહુ સહુના
ભાગ્યમાં હશે તે થશે.

નાથો—ભાગ્ય ભાગ્ય કરો છો પણ માણસનું ભાગ્ય માણસના હાથમાં
છે. જુઓને દાળજી કાકાના દમલાને પુંખ્યો એટલે નિશાળ
નેવે મુકી, એ રખડી ખાય !

શામળ—ચેલા ! આને તો જે વાત કરીએ તેમાં ઉંધુંજ પડવું. નહિં ભણે
તો હોળ હાંકી ખાશે, શું ભુખે મરી જશે ?ચેલા ! તું તારી મેળે
જા અને મુહુરત લઈ આવ. કાચી કાયાનો શું ભરોંસો ?
માહાલીને વોળાવી દઈએ અને બોડાલાલને રમવા તેડીએ એટલે
બધો લાવ પહોંચ્યો.

ચેલો—હા ભાઈ હા, તમારા બેડાં બેડાં આકલું કામ કરી નાંખો.
આપણે તો સાચું કહીશું કે પાછળ કોઈ ચોટીએ દોરો ધાલ-
નાર નથી.

ચેલાના છેલ્લા માર્મિક શબ્દો નાથો સમજી ગયો. ચેલાએ
મિથ્યા આરોપ મુકવાથી તેને માઠું પણ લાગ્યું. તથાપિ શાણા ભત્રિ-
જાએ કાકાની મર્યાદ સાચવી. તેણે કાંઇ વિશેષ ખુલાશો કરવો ઉ-
ચિત ધાર્યો નહિ. અને ચાલતા પ્રસંગને અનુસરી વાત આગળ ચલાવી.

નાથો— **લાવણી.**

**નાથો-પિતા શું કરો તમે વિચાર, મેં ના દીઠો તેમાં સાર**
**વિવાહની વાતો સંભાળો, ચાલ્યા કેવી ચાલ;**
**વાત વાતમાં વાંધા પાડી, પાડી દીધી ખાલ-પિતા શું૦**

પરણાવી પુરા પસ્તાયા, મટયો ન કાવો દાવો;
શહેરમાં મળવા હું જઉં ત્યારે, કરે છે લાવો લાવો-પિ૦
એને બાર ન દીઠું ઘરનું, તે પહેલાં આ દુઃખ;
પાર ઉતરશે કેવી રીતે, મળશે કેવું સુખ— પિતા શું૦
વાત યાદ વેવઇની આવે, થાયે મન અગન;
ઉભરાયે તમને હેત કયાંથી, માનો મુજ વચન-પિતા શું૦

મહા મુશ્કેલીએ નાથાએ શામળદાસના મનનું સમાધાન કર્યું.

બીજેજ દિવસે ચેલો ચોવટપુર આવ્યો અને ભાંગફોડબાના ઘરે ઉતારો કરી તેમને પોતાની વાતથી વાકેફ કર્યા, બપોર પછી ભાઈ બેન સકરાશાના ઘરે ગયાં. સકરાશા દુકાને હતા, જેકોર ચોકમાં બેઠાં બેઠાં દાળ વીણતાં હતાં, બંનેને આવતાં જોઈ "આવો" કહી તેણે આવકાર આપ્યો એકબીજાના ખુશી ખબર પુછ્યા પછી ચેલા પટેલે વાતની શરૂઆત કરી, "પારેખ કયાં ગયા છે?" જેકોર આ પ્રશ્નનો ઉત્તર આપે તે પહેલાં તો ભાંગફોડબા વચમાં બોલ્યાં— "એમાં સકરાભાઈનું શું કામ છે. જેકોર છેને?" આટલી વાત થતાની દરમિઆન તો—

### ગાયન.

ટુંકા પગલાં ઉતાવળી ચાલ;
વેવાઈ આવ્યારે.
સુકું હાડને ચર્ણ વિશાળ;
વેવાઈ આવ્યારે.
દીસે ધોતીયું ઢીંચણ હેઠ.— વેવાઇ૦
ચોટયું ખરફા સાથે પેટ.— વેવાઈ૦

મેલી પાઘ ચુંથાએલા પેચ.— વેવાઈ૦
ઘેડબંધ ખભા પર એસ.— વેવાઈ૦
ઝાલ્યો હાથમાં ચુડાનો હાર.— વેવાઈ૦
એક આંખે ઉલાળો અપાર.— વેવાઈ૦
વધ્યું વતું મોઢે મોટા કેશ.— વેવાઈ૦
ચોખો મણીઆરાનો વેશ.— વેવાઈ૦

શકરાશા આવ્યા એવા સીધા ઘરમા પેઠા પછી સાથેનો સરંજામ ખુંટીપર ભરાવી બજારનો પોશાક બદલી બહાર આવ્યા અને ચેલા પટેલની સાથે રામરામ વહેવાર કર્યો. મ્હેમાન ક્યારે આવ્યા છે, ક્યાં ઉતર્યા છે વગેરે સમાચાર પુછવાનું બાજુ ઉપર રાખી તેમણે પાધરોજ પ્રશ્ન કર્યો.

સકરાશા–શું ચેલા પટલ મહુરત લેવા આવ્યા છો ?

ભાંગ–હા.

ગીતિ.

મહાલી થઈ છે મોટી, મુહુરત લેવા આવ્યા તમ પાસે;
નથી સમો આ સારો, કોણ જાણે કાલે શું થાશે.

સકરાભાઈ! મ્હારા ભાઇએ તમને બે કાગળ લખ્યા પણ તમે એકેનો ઉત્તર વાળ્યો નહિં એટલે ચેલાભાઇને મુહુરત લેવા આવવું પડયું.

સકરા–અમારે અત્યારે મુહુરત આપવાનો મોખ નથી.

ચેલો–તમારે મોખ નથી પણ અમારે ઘરમાં દીકરી મોટી થઈ. તમારે દીકરાના બાપને તો ઠીક, પણ પારેખ! દીકરીના બાપની તો ગામમાં વાતો થાય એ જાણો છો ?

સકરા–વાતો થવાની બીક હોય તે ઘરે બેઠે કાગળીએ મુહુરત

મંગાવે ? પટલ ! તમે તે કોઈ દિવસ શહેરનું સગું કર્યું છે કે નહિં ?

ભાંગફોડ–મારા બાપે તો બધી છોડીઓ શહેરમાંજ નાંખી છે.

જેકોર–ભાંગફોડબા, સાચુ પુછો તો તમારા ભરોંસે અમે ખાડામાં પડયાં. તમારા ભાઈનું ઘર વોહોર્યું તેમાં દેવતાય વળ્યો નહિં. **મોતી જેવો મુરતીઓ** પાણીના પુર ગયો. કોઇ દિવસ પાશેર ભાર ખાવાનો પણ મળ્યો છે ?

સકરા–તારૂંજ વઢાણું, બિચારીને ગામડામાં જઇને ગાંસડો બાંધવો હતો ! બાંધ બાંધ ગાંસડો ? સાલા ગામડાના ભૂત શહેરના રીતરિવાજમાં શું સમજે ?

ચેલો–પારેખ ! તાતા ઉતાવળા ન થશો અને ગાળો પણ ન ભાંડશો. તમારા ઘરે દીકરી દીધી એટલે ભૂત શું પલીત જે કહો તે સાંભળીએ, પણ મુહુરત આપ્યા વિના ચાલે તેમ નથી.

આમ ગરમા ગરમી વાતચીત ચાલે છે એટલામાં તેજ પોળમાં રહેનાર સકરાશાના સ્નેહિ મોતીલાલ મંકોડી મેમાન આવ્યાના સમાચાર જાણી ત્યાં આવ્યા. મંકોડીનો ધંધો પણ ભાંગફોડબાને મળતોજ હતો. ચોવટપુર આસપાસ બારકોશી ગાંમડાંના માર્ગો તેમના પગ તળીએ ઘસાઇ ગયા હતા. ઘરના રોટલા ઉપર તેમને હમેંશા અરૂચિ રહેતી. તેઓ જ્યાં ત્યાં મેમાન થતા હતા પણ પોતાને ત્યાં કોઇને મેમાન કરતા નહિં. કોઇનું આણું પીઆણું કે બારમાનું ટાણું અથવા કોઈનું ઉંઝાણું કે ઘીઆણું તેઓ ભાગ્યેજ ભુલતા હતા. ચાલતા પ્રસંગમાં તેમને વાકેફ થતાં વિલંબ થયો નહિં. પ્રથમ સકરાશાને કોરે લઈ જઈ ભાંજગડ કરી. બીજી હકીકત સાથે બોડાને વેવાઈ જમાઇ રમવા તેડે તેવી ગોઠવણ કરી આપવાની સકરાશાએ મોતી-

બાલને સૂચના કરી, તે ધ્યાનમાં રાખી તેમને રજા આપી. પછી ચેલા પટલ તથા ભાંગફોડઆને બોલાવી કહ્યું—

મોતી—ચેલા પટલ! જુઓ તમે શહેરના રિવાજથી અજાણ્યા છો, પણ આ તમારી બેન સઘળું જાણે છે, તમારે એમનો બ્યાજની દાદ આપવો પડશે.

ચેલો—એ અમારી ક્યાં ના છે?

મોતી—સાંભળો ત્યારે—

## લાવણી.

**પચીસ પુરત માંહી બાકી, વિશ ખોટા આપ્યા છે,**
**વેવઇ વેવણની શીખ વેળા, સત્તર ઓછા રાખ્યા છે.**
**બાવીશ માત્ર ગણ્યા બારસના, વાર પરવના દશ લેખો;**
**પંદર ભાતા પોતાના છે, અધિકું એમાં શું દેખો.**
**રીત શહેરની ચોખી એ છે, એંસી સુરતના માગે;**
**એમાં શું અમે ઓછું કરીએ, વ્યાજ બાકી તમ આગે.**

આ પ્રમાણે હિસાબે વ્યાજ વિના રૂપિઆ એકસોને નેવાસી થાય છે અને તમારા પારેખ વ્યાજ સુદ્ધાંત રૂપિઆ બસો એકાવન લેણા કાઢે છે. હવે તમે કહો તેમ કરીએ.

ચેલો પટલ રૂપિઆ બસો એકાવનનો આંકડો સાંભળી સજ્જડ થઈ ગયો અને તેના મનમાં સ્વાભાવિક વિચાર આવ્યો કે—

## સાખી.

સગો અને શત્રુ સદા, કરવો આપ સમાન;
સુખ સ્વપ્ને આવે નહિં, હોય કદિ બળવાન.

ચેલા પટલને તદન ખોટા લેણાની વાત સાંભળીને ગુસ્સો તો

મણો આવ્યો પણ શું કરે ? હવે તે સઘળી વાતે નિરૂપાય હતા તેથી તેમણે લાચાર થઈ મંકોડીને કહ્યું—

**સાખી.**

**કરવો શું હવે ઓરતો, આવ્યું માથું હેઠ;**
**ચાહે ત્યાં છરી ફેરવો, લાંબી ટુંકી ઠેઠ.**

મંકોડી કાંઇ કાચી છાતીના નોહોતા કે તે ચેલા પટલની લાચારીથી લેવાઈ જાય. આતો એક બીજાની પંચાત કરી વ્યવહાર સાચવવાનો હતો ઢાળના ધોરણે એક બીજાનું કામ કરવાનું હતું. તેથી તેમણે તરતજ ચેલા પટલને સીધો જવાબ આપી દીધો—

**સાખી.**

**પાણી પી ઘર પુછવું, કહો એ કયાંની રીત;**
**કન્યા દાન કર્યા પછી, પસ્તાએ શું હિત.**

પટલ ! લાંબા ટુંકા વિચાર પડયા મુકી હું કહું તેમ કરો. મારે તો બંને આંખો સરખી છે. પણ ઉભા રહો ! વચમાં એક વાત પુછી લઉં. તેનો ખુલાસો કરો. કહો ! જમાઇને રમવા તેડે ત્યારે શહેરમાં આપમેલની શું રીત છે તે તમે જાણો છો ?

ચેલો—અત્યારે એ વિચાર નથી. આગળ ઉપર થઇ રહેશે.

મોતી—આવે અવસરે જમાઇ આંગણે નહિં આવે તો શું સારૂં લાગશે ? લ્યોને બંને વાતનો ભેગો નીકાલ કરી દઉં, એટલે તમારે કાંઇ વાંધોજ પડે નહિં.

ચેલો—ના ભાઈસાબ ! એ વાતજ કાઢશો નહિં, પણ પારેખની વાતનું સાચ જુઠતો તપાસો. બારસ પાઘડી સિવાય વિવાહનો અમારી પાસે એમનો એક પણ પૈસો બાકી લેણો રહ્યો નથી. અરે ! એ તો બધું ઠીક, પરંતુ અમે એમને વીશ રૂપિઆ ચાંડલામાં

ખોટા આપ્યા તે એમણે ક્યાં બાંધી રાખ્યા છે? જ્યારે ખોટા રૂપિઆના બદલે અમારી પાસેથી સાચા રૂપિઆ લેશે ત્યારે અમારા ખોટા તો પાછા આપશે કે નહિં?

મોતી—ભલા માણસ! ટુંકું પતવોને. કોડી ધોએ કાદવ નીકળશે. "જેણે દીધી બેટી, તેની ગરદન હેઠી" **એતો આપણામાં થતું આવ્યું છે.**

એમ કહી સઘળાને સાથે લઈ મોતીલાલ મંકોડી ઘરમાં આવ્યા અને સકરાશાને કહ્યું:—

મોતી—જુઓ! મારી વાત બેમાંથી એકે જણ ચેરશો નહિ. સકરાભાઈ! આતો સાત પેઢીનું સગું થયું. આપ્યું મુકયું કોઇનું કયાં બેસી રહેવાનું છે. આપણે એમના રૂપિઆના કયાં દાણા ખાવા છે? આતો ઘરડાએ લાવ કરી મુકયા છે (?)

જેકાર—દાણા ખાવા નથી એટલે શું કોઇ કોઇનો દશ મૂકી દેશે કે?

ભાંગ—મુકી દેવાનું અમે કયાં કહીએ છીએ પણ?

મોતી—હવે સગળાં માંથા ફોડ પડી મુકો. સકરાભાઈ! રૂપિઆ બસો એક લઇને મુહુરત આપો. ચેલા પટલ! તમારે આમાં સઘળું આવી ગયું. હવે કાંઈ બોલશો નહિ.

ચેલો—મોતીદા! એકસો નેવાસી તો તમારે હિસાબે થાય છે તો બસો એકનું કેવી રીતે નામ પાડયું?

સકરા—પટલ! ભારે પડતું હોય તો પડયું રહ્યું. કયાં અમે કાગળ લખ્યો હતો કે તમે મુહુરત લેવા આવજો.

ભાંગ—તમારૂં કહેવું સાચું છે પણ—

### ગીતિ.

**નથી સમો આગળનો, ગારે વીંટયા ઘર સહુનાં જાણે;**
**કરજોડીને કહીએ, મુરત આપો ઝાઝું શું તાણો.**

સકરાભાઈ, તમે તો લગ્ને લગ્ને કુંવારાછો. નાને કોળીએ ઝાઝું જમાય ? મોતીભાઇની વાત અમે ચેરતાં નથી. રૂપિઆ બસોને એક મારી કોટમાં આવ્યા. ગોરને બોલાવી મુહુરત જોવરાવો.

મોતી—અત્યારે બહુ મોડું થયું છે. તમે જાઓ સકરાભાઈ રાતે મુહુરત જોવરાવી મુકશે. સવારે મુહુરત લઈ જજો. અને એમના રૂપિઆ આપી જજો.

મુહુરતનું નક્કી કરી ભાઈ બેન ઘેર આવ્યાં. સકરાશાએ પણ રાતે ગોરને બોલાવી મુહુરત જોવરાવ્યું. ગોરે વૈશાક શુદ ૩ નું મુહુરત આપ્યું. બીજે દિવસે ચેલા પટલ સકરાશાના ઘેર આવ્યા. અને ઠરાવ પ્રમાણે રૂપિઆ આપી મુહુરતનો કાગળ લઈ ગયા. અખાત્રિજને ઘણા દિવસ બાકી નોહોતા, એટલે ભાગફોડબાની સલાહ પ્રમાણે મહાલી માટે શહેરમાં શોભતું કેટલુંક કાપડ તથા જરૂરની ચીજો ચેલા પટલ ખરીદ કરી ઘેર આવ્યા અને સઘળા સમાચાર શામળદાસને તથા નાથાને કહ્યા.

નાથાને આ વાત સાંભળી ભારે તિરસ્કાર છુટયો. દીકરી લીધા પછી તદ્દન જુઠાં બહાનાં તળે જુલ્મ કરી દંડ લેવાના રિવાજ પર તે કકળી ઉઠયો. તેની ઉમરમાં આ પહેલો અનુભવ હતો તેથી તેને બહુજ લાગી આવ્યું, પરંતુ **"એતો આપણામાં થતું આવ્યું છે"** એમ કહી શામળદાસે તેના મનનું સમાધાન કર્યું.

બીજે દિવસે સારૂ ચોઘડીયું જોઈ મહાલીનો સાસરવાસો તૈયાર કરવાની તજવીજ શરૂ કરી. નાથાએ ઉપરોક્ત બીના ભાસ્કરરાવને વિદિત કરી હતી. મહાલી ઉપર માતાથી પણ અધિક પ્રેમ રાખનાર તારામતિને આ વાતની જાણ થતાં, પોતાની પુત્રીને સાસરે વોળાવાની હોય એવું કષ્ટ થયું. અને "ગમે તેટલા પ્રેમથી પુત્રીને પાળી

પોષી મોટી કરીએ, તેના ઉપર ગમે તેટલો મમત રાખીએ તો પણ-તે ખચિત પારકી થાપણ છે, પરાયું ધન છે.” ઇત્યાદિ વિચારોએ તેના સરળ હૃદયને ગભરાવી નાંખ્યું. સ્નેહ વિવસ નેત્રમાં આંસું ભ-રાયાં. અધુરામાં પુરૂં ભાસ્કરરાવની બદલીનો અચાનક હુકમ આવી ગયો હતો. અને મહાલી સાસરે જાય તે પહેલાં તેમણે બદલીવાળા ગામ ચાર્જમાં લેવા જવાનું હોવાથી તારામતિને બેવડું કષ્ટ થયું. જે દિવસે તેઓને ચાર્જ લેવા માટે જવાનું હતું તે દિવસે તારામતિએ મહાલીને પોતાની પાસે બોલાવી. મહાલીને જોતાંજ તેની છાતીમાં ડુંમો ભરાયો ને આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. મહાલી પણ તારામતિને રડતી જોઈ રડી પડી. રડતી મહાલીને તારામતિએ પો-તાના ખોળામાં લીધી અને આંસુથી નવરાવવા માંડી. થોડી વાર તો કોઈ કાંઇ બોલ્યું નહિ, પછી તારામતિ ધીરજ લાવી બોલી—

ગાયન.

( વિમળા નવ કરશો ઉચાટ.........એ રાગ. )

તું શાણી સુતા જઇ સાસરે સારૂં કહાવજેરે;
દીકરી માતપિતાની કુખ તું દીપાવજેરે તું૦
પગના કહીએ પર ઘર ધરીએ;
શબ્દ મધુર મુખથી ઉચરીએ;
સાસુ શ્વસુરને સુતા સમી મન ભાવજેરે તું૦
ગુરૂ જનોની લજયા ધરવી,
થાજે ગરવી હઠ ના કરવી;
રોષ દોષના દિલમાં કોઇનો લાવજેરે. તું૦
કરીએ ન વાતો વાટે ઘાટે,

**વહેમાવું નહિ પરની વાતે;**
**શીરને સાટે શિયળ ધર્મ નિભાવજેરે. તું૦**
**સહાય રહેવું પતિના શર્ણે,**
**તિરથ સઘળા સ્વામી ચર્ણે;**
**સત્ય ધર્મ એ મનને તું મનાવજેરે. તું૦**

આટલું કહેતાં કહેતામાં તો તારામતિની આંખમા પુનઃ આંસુ ભરાઈ આવ્યાં. સાવિત્રી પણ આ કરૂણાજનક દર્શથી એક બાજુ બેઠી બેઠી ડુસકાં ભરતી હતી. તારામતિનો ખેદ ઓછો કરવાના ઉદ્દેશથી મહાલી ખોળામાંથી ઉભી થઇને ધીરે પગલે ચાલવા મંડી. મા દીકરી પણ તેની પાછળ ચાલ્યાં, અને સઘળાં ચોકમાં આવ્યાં એટલે તારામતિએ મહાલીને કહ્યું. "બેન ! રડીશ નહિ. હવે તને કાંઇ કહેવાનું, સમજાવવાનું કે શીખવવાનુ અવશેષ રહ્યું નથી, એ સઘળું આચારમાં આણવું એ તારૂં કામ છે, અને તોજ તે સઘળું ફળપ્રદ થશે. જા બેન, ડાહી થાજે ! અમને કોઈ કોઈ વખત યાદ કરજે ! ઈશ્વર ! ઉમા સમાન તારૂં અખંડ સૌભાગ્ય રાખો !" એટલું કહેતામાં તો તારામતિની છાતી પાછી ભરાઇ ગઈ એટલે વધુ બોલી શકી નહિ. મહાલીએ મસ્તક નમાવી તારામતિને તેના કહેવાનો જવાબ વાળ્યો. તારામતિ રડતી આંખે ઘરમાં આવી અને મહાલી ખડકી બહાર નીકળી.

સાવિત્રી અને મહાલી હંમેશા ભેગાં રહેતાં, હસતાં, રમતાં અને વિનોદ કરતાં હતાં. છતાં તેઓ અત્યારે એટલા બધા શોકનિમગ્ન થઈ ગયાં હતાં કે બોલવાની ઈચ્છા છતાં, કોઇ બોલી શકયાં નહિ એ પણ પ્રેમીજનો વચ્ચે પડતા વિયોગના કષ્ટની પરિસીમા છે. આ પ્રમાણે પ્રેમની પવિત્ર પ્રતિમાઓ વગર બોલે હમેશના માટે છુટી પડી.

મુહુરત પહેલાં ત્રણ દિવસ આગમચ ચોવટપુરથી મહાલીને તેડવા સારૂ આણું આવ્યું. આંણામાં માત્ર પંદર માણસની સંખ્યા હતી. મોતીલાલ મંકોડી, ત્રીકમલાલ તીડ અને ભોગીલાલ બીંડો આંણાના નાયક હતા. મેમાનોને માઢના મેડા ઉપર ઉતારો આપવામાં આવ્યો.

રિવાજ પ્રમાણે આંણા વખતે મેમાનના ઉતારે અફીણ વગેરેનો જે વરો થાય તે વરના બાપે કરવો જોઇએ પરંતુ આ કુલીન વેવાઇએ તો સઘળી બાબતમાં ખેસ ખંખેરી નાંખ્યો હતો, માત્ર ગાણાં ગાનાર સ્ત્રીઓ માટે મોતીલાલ મંકોડી સાથે મણ પતાસાં મોકલ્યાં હતાં તે શામળદાસના વ્યવહાર આગળ દવમાં કોગળા સમાન હતાં વળી—

આણું કરવા આવનાર તો પંદર માણસ હતું તથાપિ બને વખતના ભોજન સમયે અન્ય મેમાનો તથા કુટુંબીઓ વગેરે પુણોસો સો માણસની પાતળ પડતી હતી હવે—

### ગીતિ.

**આ રૂઢિથી કહોને, ઓછા ખર્ચનો સ્વાલજ ક્યાં રહે છે;**
**વિવેકથી વિચારો, અજ્ઞાની જન મીથ્યા એ કહે છે.**

મુહુરતને આગલે દિવસે રાવણું બેસાડવા આવ્યું માઢના મોઢા આગળ ઉભી શેરીએ મોદુ પાથરી, તથા મેમાન સારૂ તે પર ગોદડાં બીછાવી બેઠક કરવામાં આવી હતી. સમય થતાં સઘળા મોદમાં એકઠા થયા, શામળદાસને મેમાનોએ આગ્રહ કરી પોતાની સાથે ગોદડા ઉપર બેસાડયા. આજે અફિણ તમાકુનો કાંઇ હિસાબ નોહોતો, પ્રભુ બારોટ મેમાનાના સામા બેસી "**ગંગલી ઘાંચણ રાજાભોજ**"ની હોકોટા ભેર વાર્તા કરતા હતા, અને વચમાં હોકો ગગડાવતા હતા.

રાવણાની બરાબર જમાવટ થઈ એટલામાં તો **"ભલે કાછડવા ભલે! ભલે માછા બાપ ભલે!** એ શબ્દો વડે પ્રશંસાની સિંહગર્જના કરતો કરતો બનો મીર તેના ભાઇ ભુરા મીર સાથે સારંગી અને ઢોલક લઇ રાવણામાં મુજરો કરવા આવ્યો. બંને ભાઇએ સઘળાને સલામ કરી પોતાનો મુજરો શરૂ કર્યો.

**ગાયન.**

( કેહુભા માનની માઝારે—એ રાગ. )

**શામળદા સુબો મોટોરે, શામળદા સુબો મોટો,**
**મુચ્છનો આંકડો વાંકડો વાળી લીધો લાખેણો લાવ;**
**ફાંકડો લાગ્યો વાંકડો વેવાઇ, દીયો નગારે ઘાવ,**
**( ભલે બાપા ભલે )-વાપરવામાં રાખ્યો ના ટોટોરે....શામળ૦**
**હાથી કપાળો મોતીયુ વાળો, દેતો માગણને મોજ,**
**હાથ ન નીકળે સાથમાં તારી લાજે રાજા ભોજ,**
**( ભલે દાજીના સપુત ભલે )-મળેના જેનો જોટોરે-શામળ૦**
**દાજીનો મોભી જશનો લોભી બાપો ભુખ્યાનું ભાત,**
**કળનો દીવો ઝાઝેરૂં જીવો રહેજો અમર એની જાત,**
**( ભલે શામળા ભલે )-ફરે ભલો બાપાનો સોટોરે-શામળ૦**

બના મીરના મુજરાથી શામળદાસ ખુશ ખુશ થઈ ગયા. મીરે પણ રાસડાની જમાવટ બરાબર કરી, રાસડામાં ગવાએલ અસત્ય વખાણ અને મીથ્યા મોટાઈથી શામળદાસ પળવાર પોતાનું ખરૂં સ્વરૂપ વિસરી ગયા, અને આસપાસના મુલ્કના પોતે સાચા સુબા હોય એમ માનવા લાગ્યા. રાસડો ગવાતો હતો તે વખતે કવચિત ખુંખારા ખાઈ ગૌરવમાં મુચ્છના આંકડા વાળતા હતા. મુજરો પુરો થતાં શામળદાસે બંને મીરને પોતાના હાથથી ખુબ કસુંબો પાયો.

પછી રાવણામાં આવેલ માણસોને સોપારીના કટકા અને પતાસાં આપી રાવણાનું કાર્ય સમાપ્ત કરવામાં આવ્યું.

મહાલીને વેળાવવાના દીવસે આણું કરવા આવનાર મેમાનો વેળાસરે જમી પોતાના ગાંસડા પોટલા બાંધી તૈયાર થઈ ગયા હતા. મુળશંકર દવે હાથમાં કંકુની થાળી લઇ ગૈરાંઓને ઉતાવળે પરવારવા તાકીદ કરતા હતા. બે ચાર સ્ત્રીઓ ઘરમાં માહાલીનો ગવાળો બાંધતી હતી. ગવાળો બાંધવામાં એક સ્ત્રી અમુક લુગડું મુકતી તો બીજી સ્ત્રી તે ગોઠવણ નાપસંદ કરી મુકેલું લુગડું ત્યાંથી ઉપાડી લઇ તેની જગ્યાએ બીજુંજ લુગડું ગોઠવતી. વળી એકાદ વસ્તુ યાદ કરી ને મુકવામાં આવતી તો બીજી ભુલી જવાતી, આમ અસ્થિરચિત્તે ગવાળો બાંધવાનું કાર્ય ચાલતું હતું. આ વખતે મહાલી સજ થઇ ઘરના એક ખુણામાં ચોરની માફક ભરાઈ ઉદાસ વદને વિચાર કરતી બેઠી હતી. આજ તેને જન્મભૂમી અને માતા પિતાના ઘરનો ત્યાગ કરવાનો હતો. આજ તેની સ્વતંત્રતા લોપાઈ જઇ પરાધીન જીવન ગાળવાની શરૂઆત કરવાની હતી. આજ તે કન્યા મટી કુળવધુ બની ગામડાના શાન્તિ ભર્યા જીવનનો અંત આણી શહેરના અતિપ્રવૃતિભર્યા ઘર સંસારમાં પ્રવેશવાની હતી. આજે તેની સ્થિતિનું તદ્દન રૂપાંતર થઈ જવાનું હોવાથી મુગ્ધબાળા ગભરાઈ ગઈ હતી. તેને અનેક તર્ક વિતર્ક થતા હતા. તેમાં વળી ગામમાંથી મળવા આવનાર અજ્ઞાન સ્ત્રીઓ તેને દીલાસો આપવાને બદલે " બા ! ભાઈ ભોજાઈ સો વરસનાં થાવ–પણ દીકરીને માનો ઓરીઓ ના વીતે ! હા બાઈ ! બેઠાં બેઠાં આટલી છોડી વોળાવી દીધી હોતતો કેવું સારૂં થાત ? બીચારી છોડીએ માનો જરાયે લાવ લીધો છે ! ભા ! શહેરના માણસોમાં મોટું પેટ કરીને રહેજે. ગાંડી, રોઇશ નહીં. નાથાભાઇને

તું હૈયાનો હાર અને કોટનું માદળીયું છે!" ઈત્યાદિ ઇચ્છામાં આવે તેવાં કરૂણાજનક વાકયો બોલી તેની દીલગીરી અને ગભરામણમાં વિશેષ ઉમેરો કરતાં હતા. એટલામાં તો ચોકમાં એકઠી થયેલ સ્ત્રીઓએ ગાવાની શરૂઆત કરી.

**ગાયન.**

**આજે દાદાજીના દેશમાં કાલે જાશું પરદેશ જો,**
**દાદાને આંગણે આંબલો આંબલો ઘેરે ગંભીરજો,**
**એકજ પાન અમે તોડીયું દાદે દીયાં પરદેશજો, આજે૦**
**અમે તો ઉડણ ચકલી ઉડી જાશું પરદેશજો....**
**ગાળ ન દેશો મોરા દાદાજી દાદે દીધાં પરદેશજો....આજે૦**

સ્ત્રીઓના આ કરૂણાજનક ગાણાએ સઘળા માણસોના હૃદય પીંગળાવી નાખ્યાં-શામળદાસ તથા નાથો, ચેલો વગેરે સજળ નેત્રે હરતા ફરતા હતા તે વિશેષ હૃદય ભરાઇ આવતાં માઢ બહાર આવીને ઉભા રહ્યા. આ ગાણું પુરૂ થતાંની દરમીઆન પાંચ સાત સ્ત્રીઓ ડુસકાં ભરતી મહાલીને ઘરની બહાર ગાણાં ગાનાર સ્ત્રીઓના ટોળામાં લઈ આવી કે તરતજ ચાલતું ગાણું-અધુરૂં મુકી તેઓએ બીજું ગાણું ઉપાડયું—

**ગાયન.**

દાદાના ખોળા મહાલીબા વિસારી મુકયા,
સસરાના ખોળા વા'લા લાગ્યા;
દેખંતા ડુંગર વા'લેરા લાગ્યા,
માતાના ખોળા મહાલીબા વિસારી મુકયા,
સાસુના ખોળા વા'લા લાગ્યા;
દેખતા ડુંગર વા'લેરા લાગ્યા.

ઉપરનું ગાણું ગાતાં ગાતાં સઘળા માઢ બહાર આવ્યા; અને મહાલીને માફાગાડીમાં બેસાડી પછી ગાતે વાગતે સઘળો સંઘ પાદરમાં પહોંચ્યો. પાદરમાં ભાટ બ્રાહ્મણ વગેરે યાચકવર્ગ એકઠો થયો હતો. પણ તેઓ આશા ભર્યાજ રહ્યા; અને મેમાન સર્વેને રામરામ વહેવાર કરી વિદાય થયા. અને ચોવટપુર આવી શકરાશાંના ઘરની પડોશના મહોલ્લામાં કોઈ સંબંધીને ત્યાં મહાલીને ઉતારો આપ્યો.

આજે જેકોરને હર્ષ સમાતો નહોતો. આજે તેના ચર્ણ અને જીભ અતી ચંચળ બની હતી. સાંજે સમય થતાં સગાં સબંધી એકઠાં થવા લાગ્યાં; પણ વરરાજા ક્યાંય દ્રષ્ટિએ પડતા નહોતા કારણ કે—

**દોંડી.**

**કીધું નકી ઓડે મન સાથ એવું,**
**આજે આવ્યો દાવ મુખ માગ્યું લેવું.**
**ઘર માંહી પેઠો રોષ દીલ આણી,**
**માત તાતે પેર પુત્રની સૌ જાણી.**

વરરાજાને પૈસા કઢાવવાની આજ સારી તક હતી; તેથી તે પ્રથમથી ઘરમાં ભરાણો હતો જેકોર અને શકરાશા તેની પાસે ગયા પુત્રના રિસાવાનું કારણ સમજ્યા અને તેને મનાવા લાગ્યા—.

**ગાયન.**

શકરા—બેટા બોલો શું તોફાન છે?
ઓડો—ના, ના, ના, ના, ના, ના,
શકરા—ગાંડો થયો કાંઈ ભાન છે?
ઓડો—હા હા હા, હા હા હા.
શકરા—સાચું કહું ભાઈ સોગાન તારી,

માગો જોઇએ તે રોષ ઉતારી,
લોકો કહેશે નાહાન છે,
બોડો—વા વા વા, વા વા વા,
શકરા—મુહુર્તનું કાંઈ ભાન છે ?
બોડો—હા હા હા, હા હા હા.
જાઓ હઠો નામ લેશો ન મારૂં.
જોવું ગમે નહીં મુખ તમારૂં.
ખોટા તમારા સોગાન છે,
શકરા—ના ના ના, ના ના ના.
બોડો—જુઠી તમારી જબાન છે.
શકરા—ના ના ના, ના ના ના,
જેકોર—રોજ લાગ્યો વર ઝોળો તારો.
પત્થર પેટ મડયો આથી સારો,
માગી ખાવાનાં સાન છે,
બોડો—વા વા વા, વા વા વા,
જેકોર—હઠીલો હનમાન છે,
બોડો—હા હા હા, હા હા હા.

પૈસા આપી મહા મુશ્કેલીએ પુત્રને સમજાવી બહાર લાવ્યા અને વસ્ત્ર આભૂષણ સજાવા માંડયાં એટલામાં તો એકઠી થયેલ સ્ત્રીઓએ ઉતાવળાં થઈ ગાણું ઉપાડયું—

ગાયન.

શુકન જોઇને સાંચરજોરે,
સામો મળીઓ છે હોસીડારે,

ચુંદડી આપી પાછો વળીયોરે,
શુકન જોઇને સાંચરજોરે,
સામો મળીઓ છે માળીડોરે,
ગજરા આપી પાછો વળીયોરે,

ખોડાલાલે પહેરેલી પાઘડી તેમના માંથા કરતાં એવડી મોટી હતી, તેથી સઘળાનું ધ્યાન ખેંચતી હતી આવડી મોટી પાઘડી પહેરાવાનું કારણ એ હતું કે વહુ કરતાં વરરાજા નાના દેખાય નહીં. વર રાજાને આગળ કરી સઘળું મંડળ વહુને જ્યાં ઉતારો આપ્યો હતો ત્યાં તેડવા ચાલ્યું. આ વખતે જેકોર પણ સઘળા માણસનું ધ્યાન ખેચતાં હતાં કેમકે—

ગાયન.

જેકોર મલપતીચાલે ચાલે,
જેમ ભેંસ ભાદરવે માલે.
મોટો મોડીઓ મુકયો માંથે,
રામણુ દીવડો ઝાલ્યો હાથે.
ઉંચા સૂરે ગીત એ ગાતી,
નથી ચાલતાં શેરીમાં માતી.

સરઘસ કન્યાના ઉતારા નજીક આવી ઉભું રહ્યું. એટલે સામેથી સ્ત્રીઓનું બીજું મંડળ ગાતું ગાતું કન્યાને લઈ આવી વરવાળા મંડળ સાથે ભળી ગયું. ગોરે વરકન્યાના છેડા છેડી બાંધ્યા, અને પછી સઘળા શકરાશાના ઘર તરફ વળ્યાં. વર કરતાં વહુ મોટી છે એમ તપાસગીરોને સ્પષ્ટ દેખાતુ હતું. ઘરે આવ્યા પછી ગોરે પુંખણાનો તથા ગોત્રજે પગે લગાડવાનો વિધિ કરાવ્યો. વિધિ થઈ રહ્યા પછી વરરાજા ગુરૂજનોને નમન કરવા પધાર્યા.

## સાખી.

**જઈ પિતાના ચર્ણમાં, નામ્યું પુત્રે શીશ;**
**પછી અવર જનને નમ્યો, દે સઘળા આશીષ.**

મહાલી પણ પૂજન થઈ રહ્યા પછી સાસુના પગમાં પડી અજાણી બાળા ઉભી રહી. એટલે એકઠી થયેલ સ્ત્રીઓમાંથી જે નજીકના સગપણ વાળી સ્ત્રીઓ હતી તેણે વહુના વાંધા પાડવાની શરૂઆત કરી—

ચંચળ–અલી! માએ કાંઇ વિવેક શીખવ્યો છે કે નહીં? સાસુના પગે પડીને મોભના ગોદાની પેઠે ઉભી શું રહી છે?

રૂપાળી–વહુ! જા ભા જા! ચંચળકાકીજીના ટાંટીઆ ભાગ!

ચંચળ-ભાગે નહીં એની માના! મારા ટાંટીઆ કયાં વધારાના છે.

સીતા—રાંડની! મોઢું તો દેખાડ બાપે એટલો બધો શું કરીઆવર કર્યો છે તે ઢાંકયો ને ઢાંકયો રાખે છે.

દીવાળી—મામીજી! ઉતાવળાં શું કામ થાઓછો ભાંગફાડબાની ભત્રિજી છે મોરનાં ઈંડાં ચિતરવાં નહીં પડે.

વાંધા અને કટાક્ષથી મહાલી ગભરાણી બીચારી અજાણી ઓળખ્યાવિના શું વિવેક કરી શકે. તથાપિ તે ચંચળને પ્રથમ પગે પડી પછી બીજાને પગે પડવા જતી હતી એટલામાં તો અચાનક એક છોડીએ મહાલીનું મોઢું ઉઘાડી નાંખ્યું અને બોલી–પણ ઉતાવળમાં તેણે બોલતાં ભૂલ કરી, "**ભાભી! ભાભુ છે તો રૂપાળાં** એ સાંભળી ચંચળે તેને જવાબ દીધો "મેર રાંડ વેતાવિનાની **ભાભી** રૂપાળાં કે **ભાભુ**?" છોડી પોતાની ભૂલ સમજી, તેથી તે ચંચળ પાસે ક્ષમા માગવા મંડી "ભાભુ! ભઇસાબ ભુલી ગઈ! **ભાભી** સાટે **ભાભુ** કહેવાઇ ગયું તેમાં શું થઇ ગયું!" માહલીએ મોં પરથી ખસી ગયેલો સાળુ સમો કર્યો.

આ ધમાધમ જોઇ પડોસમાં રહેનાર ધનકોર ડોસી બોલ્યાં—"અલી ! તમે તે કોઈ સમજો છો કે નહી ? હજુ તો વહુ બિચારી આવીને ઉભી રહી છે એટલામાં આવા વાંધા સાધા પાડતાં લાજ નથી આવતી તમે બધી તો બાપના ઘરેથીજ ડઇ ડમરી થઇને આવી હશો !" ધનકોર ડોસીના ઠપકાથી સઘળાં બોલતાં અટકી ગયાં અને જેકોરનું ધનકોર ડોશી તરફ ધ્યાન ખેંચાતા તેણે મહાલીને કહ્યું. "વહુ ! જા ધનકોરમાને પગે પડ માતો મુઆં અંજાણમાં ગયાં ! મુઇ રાંડ હું, મારૂં પણ કાળજું કુતરાં ખાઇ ગયાં છે," મહાલી તરતજ ધનકોર ડોસીના પગે પડી એટલે ડોસી બોલ્યાં—

**સાખી.**

**રહો સુભાગ્યવતી સદા, સુખ સંપત્તિ સંતાન;**
**અર્પે શ્રીહરી તુજને વળી વિષેશે માન.**

ધનકોર ડોસી વણીક જ્ઞાતિનાં હતાં. સંતાનમાં તેમને ગંગા નામની એક વિધવા દીકરી હતી. ગંગાને સ્વસુર પક્ષમાં કોઇ નહીં હોવાથી માતા પિતાના ઘરે રહેતી હતી. ગંગાના વૃદ્ધ પિતા મંગળદાસ કાંઇ કામ ધંધો કરતા નોહોતા. થોડી ઘણી મુડી હતી તેના વ્યાજમાંથી શહેરનું કરકસરવાળું ગુજરાન ચલાવતા હતા, શેરીમાં તેમના ઘરનો મોભો ઠીક હતો. ગંગા સારૂ ભણેલી હતી, તેથી કથાવાર્ત્તા કરી માતાપિતાને સત્સંગ કરાવતી હતી. તેથી આખું કુટુંબ ધર્મપરાયણ બન્યું હતું. ધનકોર ડોસીનો ભલો સ્વભાવ જોઈ મહાલીને તરતજ તેમના તરફ સ્નેહ ઉદ્દભવ્યો.

ચૈરિ વિધિપુરો થઇ રહ્યો એટલે સઘળાં પતાસાં લઇને ઘરે ગયાં. ધનકોર ડોસી પણ ઊઠયાં અને ચાલતાં ચાલતાં જેકોરને સુચના કરી. "જેકોર વહુ ! આપડી દીકરી પારકે ઘરે વહુ, અને પા-

રડી દીકરી આપણા ઘરે વહુ માટે કોઇને વહુના સાંધા વાંધા પાડવા દઇશ નહીં ? નાનું છોકરૂં અકળાઇ જાય, સમજી, ” જેકોરે જવાબ દીધો. મા ! વહુ નાની શે છે ? બાપે મોટી મારા જેવડી કરીને મોકલી. જાવ મા જાવ ! વહુથી મારે શું વધારે છે. ”

આ ઘટનાને પાંચ સાત દિવસ વિતી ગયા પછી એક દિવસ જેકોરે શકરાશાને કહ્યું—

જેકોર—સાંભળ્યું ઓડીયાના બાપા ! વહુના બચકામાં નથી પગેપરણું કે નથી સાસુ સાડલો કે પુરાં વસવાયાનાં લુગડાં બાવળીઆના થડ જેવી તગડી મુકી છે !

શકરા—એ સઘળું આપણે કરેલા ઠરાવમાં આવી ગયું છે.

જેકોર—તમારો ઠરાવ તમે જાણો હું તો મારો દશ મુકનાર નથી.

**સાખી.**

**બૈરાં કેરી વાતમાં નથી પુરૂષનું કામ,**
**ઘર ખોયા કયાંથી થયા છોડું નહીં બદામ.**

સમજ્યા ! વહુને તેડવા આવશે એટલે હું તો અટકાવીને લઇશ ! એ છે ને હું છું ક્યાં જતું રહ્યું છે ?

શકરા—સવારના પોરમાં આ શી લમણાફોડ તેડવા આવે ત્યારની વાત ત્યારે.

જેકોરે કરીઆવરના કાવાદાવાનું આ તો મંગલાચરણ કર્યું હતું.

મહાલી હજુ ઘરના કામકાજમાં બહુ ભાગ લેતી નોહોતી. હજુ તે સસરાના ઘરના વહીવટ મુજબ ચોખાની ખીચડી, ખીચડીની રોટલી, અને રોટલીની ખાખરી તથા ખાખરાથી ખાટી રોટલી બનાવવાના પાકશાસ્ત્રથી અજાણી હતી, હજુ તેનો ગામડાનો ઉદાર હાથ સંકોચીત થયો નોહોતો. જેથી તેની પાસેથી જેકોર પણ ઘરનું કામ-

કાજ લેતી નહીં. મહાલી પોતાનો વખત સગા સબંધીને ત્યા જવા આવવામાં ગાળતી ધનકોર ડોશીને ત્યાં તે વિષેશે કરીને જતી અને પ્રેમાળ ગંગા તેને આનંદ કરાવતી.

મહાલીને ચોવટપુર વોળાવે પંદર વીસ દિવસ થયા એટલે ચેલો અને નાથો તેને તેડવા સારૂ આવ્યા. કાંઈક વહેલા તેડવા આવવાનું એ પણ કારણ હતું કે માહાલીને વોળાવ્યા પછીથી શામળદાસની તબીયત દિવસે દિવસે બગડતી જતી હતી. ચેલો અને નાથો ભાંગફોડબાના ઘરે ઉતારો કરી શકરાશાના ઘરે આવ્યા અને પાતાને આવવાનું કારણ તેઓએ વેવાઇ વેવણને જણાવ્યું. તે સાંભળી શકરાશા બોલ્યા—

શકરા—ચેલદા! હજુ વહુને આવે પંદર દિવસ પુરા થયા નથી એટલામાં કેમ તેડવા આવ્યા?

નાથો—મારા બાપનું શરીર સારૂં રહેતું નથી તેમાં પાંચ દિવસ વહેલાં આવવું પડયું. પરમદિવસ સોમવારે જવાનો વિચાર છે.

જેકોર—તમારા બાપા માંદા હોય તો ભલે, તેડી જાઓ, પણ નાથા પટલ! તમે કોઈ દિવસ બેન દિકરીઓના આણાં કર્યાં છે કે નહી?

નાથો—કેમ? કાંઇ અમારામાં ભૂલ આવી છે બા?

જેકોર—ભૂલ મોટા માણીઆ જેવડી. વહુના બચકામાં નથી પગેપરણું કે નથી સાસુ સાડલો. બીજુ તો બધ્યું પણ વસવાયાનાં સાડલા પણ પૂરા નથી.

ચેલો—વેવણ તમે અમારા વેવાઇને પૂછો મૂહુર્ત આપતી વખતે બધું ગણાઇ ગયું છે કેમ પારેખ બોલતા નથી?

**શકરા—શું બોલવું છે? બૈરાંની વાતમાં આપણે કાંઈ ન સમજીએ.**
હું ક્યાં તમારી વાતમાં હતો.

ચેલો—તમે નોહોતા પણ મોતીલાલ મંકોડી હજુ બાર વરસના બેઠા
છે તે જેવું હતું તેવું કહેશે.

મંકોડીનું નામ જેવું ચેલા પટલના મોઢામાંથી નીકળ્યું તેવાજ ગોળની ગંધે મકોડો દરમાંથી બહાર નીકળે તેમ મોતીલાલ હાથમાં હોકો લઇ પ્રગટ થયા. ચેલા પટેલે તેમને તરત તો ઓળખ્યા નહીં કારણ તેઓ જ્યારે મહાલીનું આંણું કરવા આવ્યા હતા ત્યારે તો નાનાસુના નગરશેઠ બન્યા હતા, પણ અત્યારે તો—

**સાખી.**

**ઢીંચણ ઉપર ધોતીયું દીશે ખુલ્લું તન;**
**વાળ વધ્યા છાતી વિષે ઉપજાવ્યું ઉપવન;**
**માથે ચોટી ફગ ફગે જાણે ઉંદર પૂંછ,**
**ધોળો ધાગો કંઠમાં મુખે આછી મુચ્છ.**

મોતીલાલ ચેલા તથા નાથાને રામરામ કરી બેઠા અને પોતાની પાસેનો હોકો ચેલા પટલને આપ્યો ચેલા પટલ બોલ્યા—

ચેલો—મોતીલાલ! તે દિવસે સઘળો ભેગો ઠરાવ કર્યો હતો અને
વેવણ અત્યારે પગે પરણાનો તથા સાસુસાડલાનો વાંધો કાઢી
બેઠાં છે!

જેકાર—હા! હું મારૂ પગેપરણું અને સાડલાનો દશ લીધા વિના
વહુને વોળાવનાર નથી.

મોતી—આપશે! આપશે! તમારો દશ નહી રહે.

નાથો—કોણ આપશે?

મોતી—તમે નહી આપો તો શકરાભાઇ આપશે.

શકરા—હુ શાનો આપું તે વખતે તમે ચોખ્ખું નામ પાડ્યું હતું ?

મોતી—ચોખ્ખું ન કર્યું એ મારી ભૂલ ચેલા પટલ આપણે એ બધું ભેગું ગણ્યું હતું કે નહી ?

ચેલો—શું મારા ભાઇ આમ બોલો છો ?

મોતી— ગીતિ

**હું છું કોઠાસુનો યાદ ગઇ છે સાચું કહું મારી;**
**ભાગ્યું ગાડે ઘાલો, થોડાસારૂ વાત નહીં સારી.**

ક્ષાલુ! તે વખતે જોઇએ તેવી ચોખ્ખવટ થઇ નહી દીકરીની પાછળ બે પૈસા અદકા ભાગવા એતો લેખે છે, ઘી ઢળ્યું તો ખીચડીમાં છે.

નાથો—મોતીલાલ તમે આ શું બોલોછો ? નાણાના કાંઇ વેશ આવે છે. કોળીએ કોળીએ બીસમલ્લા એ તે કયાંની રીત ?

મોતી—હોય ? **એતો આપણામાં થતું આવ્યું છે.** એટલો ટુંકો જવાબવાળી મોતીલાલે જેકોરને કહ્યું.

મોતી—જેકોર ભાભી ! તમે બોલો તો તમને મારા સોગન છે, રૂપિઆ પચીસ આપશે બધું આવી ગયું. પરમ દિવસ સોમવાર છે માટે વહુને વોળાવી દેજો.

જેકોર—મારા રૂપિઆ મારા હાથમાં જેસે.

મોતી—હા ! હા ! તમને હાથો હાથ આપશે એમાં શકરાભાઇનો ભાગે નહી, અને લાગે નહી.

ભાંજગડ થઈ રેહી એટલે તરતજ નાથો ગુસ્સામાં ઉભો થયો પાછળ ચેલો તથા ભાંગફોડબા ઉઠયા. સઘળા ઘરમાં જઇ મહાલીને

મળ્યા. પછી ઉતારે આવ્યા અને સોમવારના દિવસે તેઓ મહાલીને લઈ ભાગલપુર આવ્યા.

મહાલી સઘળાને મળી હળી શામળદાસ જ્યાં ખાટલામાં સુતા હતા ત્યાં આવી. ગોવિંદ વગેરે બે ચાર માણસો તેમની પાસે બેઠાં હતાં મહાલીને જોઈ શામળદાસ બોલ્યા– "મહાલી, આવી બેટા" મહાલી એકદમ રોવા મંડી, શામળદાસે તેને દીલાસો આપવા માંડયો. "શરીર છે તે સાજુ માંદુ ન થાય? જરા તાવ ને શૂળ આવે છે તે મટી જાય તો પછી કાંઇ નથી. હવે તારે શા ઉચાટ છે તું તારે ઘરેબારે થઈ છું. આમ આવ જરા મારૂ માંથુ દબાવ." એમ કહી તેમણે મહાલીને કામે લગાડી.

શામળદાસનો આ મંદવાડ છેવટનો હતો. તાવ અને શૂળ તેમના કાળરૂપ બની આવ્યા હતાં. નાથો ધ્યાનપૂર્વક ઔષધ ઉપચાર કરતો હતો, પરંતુ તેથી કાંઈ ફાયદો થતો નોહોતો. મનુષ્ય વ્હાય મમત કરે, અભીમાન ધરે અથવા છળ કપટમાં નિરંતર રમ્યા કરે, પરંતુ આખરે તેને પોતાની જીન્દગીની મુસાફરીનો હિસાબ આપવા માટે કર્ત્તાની હજુરમાં પહોંચવું પડે છે. શામળદાસ પણ માન મોભો અને આબરૂ અહીંજ મુકી પટલાઇના અંગે કરેલ પક્ષપાત અન્યાય અને દુષિત કર્મોનો હિસાબ આપવા મહીનાનો લાંબો મંદવાડ ભોગવી આખર કીરતારની હજુરમાં ગયા. શામળદાસની પાછળ તેમની મોટાઇના પ્રમાણમાં સારૂં કારજ થશે એમ લોકોએ આશા રાખી હતી, પરંતુ સમજુ નાથાએ લોકાપવાદથી નહી ડરતાં ગુંજાસ પ્રમાણે પિતાની ઉત્તરક્રિયા અને કારજ કર્યું.

મહાલી પહેલું આણું વળી પીયર આવી, ત્યાર બાદ દોઢ વર્ષે

સુધી તો તેના સાસરીઆંએ તેને તેડાવવાની કાંઇ પણ દરકાર કરી નહીં. નાથાની ઈચ્છા પણ તરતમાં મહાલીને સાસરે મોકલવાની નોહોતી. તેણે બોડાલાલની શારીરિક સંપત્તિ જોઈ હતી. વળી મહાલી જલદી આણું વળશે તો બોડાલાલ નિશાળ છોડી દેશે એવો પણ તેને ભય હતો.

મહાલીને પહેલું આણું વોળાવે દોઢ બે વર્ષ થવા છતાં ફરી આણું વળી નહીં આવવાથી પડોશમાં રહેનાર અને સગાંસબંધી વહુને તેડાવવા માટે જેકોર પાસે ઉઘરાણી કરવા લાગ્યાં. વળી કોઇ તો એમ પણ કહેતાં હતાં કે "અલી ! વહુ ખમાતી નથી તો મોટા ઉપાડે છોકરાને શું કામ પુંખવા બેઠી હતી ? અલી ! બીચારે વહુના બાપે રાયજદુ ખર્ચ્યું છે તો વહુને શા સારૂ પીયરમાં ઘાલી મુકી છે ? " આમ જુદા જુદા માણસના ઠપકાથી કંટાળી જેકોર શકરાશા પાસે કાગળ લખાવી મહાલીને તેડાવી કે તરતજ બોડાલાલે નિશાળે જવાનું માંડી વાળ્યું, અને નાથાએ ધારેલું ભવિષ્ય સત્ય ઠર્યું. જેકોરે તથા શકરાશાએ તેને શાળા નહીં છોડવા માટે ખુબ સમજાવ્યો પણ લાડમાં ઉછરેલ પુત્રે માતાપિતાને ગાંઠયાં નહીં. જેથી એક દિવસ રાત્રિએ બોડાલાલને નિશાળે જવા માટે મહાલીએ સમજાવવા માંડયા.

મહાલી—તમે નિશાળે શા માટે જતા નથી ?

બોડા—અમારી મરજી, તારે શું પંચાત છે !

મહા—ભણ્યા વિના જન્મારો શી રીતે જશે ? હજુ તમારી ભણવાની ઉમ્મર છે અત્યારથી નિશાળ છોડી શું કરશો ?

બોડા—માગી ખાશું, **તારી પાસે માગવા આવીએ તો ના આપીશ.**

મહા—તમે નિશાળે જતા નથી એ ઘરમાં કોઇને ગમતું નથી. વાસ્તે-

## ગાયન.

આશા ( ત્રીભોવનપતિ તારનાર એ રાગ. )

પ્રાણપતિ કહું વારંવાર, માનો શીખ મારી,
નેત્ર બંધ અભણુ અંધ, સદાયે ભિખારી.
સમો આ જાય સોના સમાન, ભણુવામાં પીયુ રાખો ધ્યાન;
પામે માન કદી અજ્ઞાન, જાયે જીન્દગી હારી.

બોડા—ભલે ને ભિખ માંગી ખાસું કોણુ તું કહેનારી

મહા—પ્રાણુપતિ કહું વારવાર.

બોડા—બક બક કરે અતી તું નાર, ચુપ નફ્ફટ ન કરે વિચાર,
પડશે માર ફરી ઉચાર, કરતાં એ લવારી. ભલે૦

મહા—પ્રાણુપતિ કહું વારવાર,
વિદ્યા વિશ્વનો ભંડાર, અખુટ દ્રવ્ય આપનાર;
વિપતને વિદારનાર, ઉભય હિતકારી પ્રાણુ૦

બોડા—જાત વિના કદી પડે ન ભાત, માગે તું માર ખરેખાત;
નીકળ બહાર ઓ કજાત, પરવા નથી તારી. ભલે૦

રાંડનીને ના પાડીએ છીએ, કે, તું મારી પાસે ભણુવાનું નામ ન દઈશ ! જા ? તારા ભાઇને કાગળ લખજે કે ભૂખે મરીએ ત્યારે દાણા નાંખવા ના આવે.

એટલું કહેવાની સાથે બોડાલાલે મહાલીને એક બે લાતો અડાવી દીધી. પછી લાકડી શોધવા મંડ્યો. મહાલી આડી ફરી અને હાથ જોડી કહેવા લાગી.

મહા—વ્હાલા ! વીના વાંકે મને શા સારૂ મારો છો ? નિશાળે ન જાઓ તો કાંઇ નહીં, પણુ રખડેલ છોકરાઓની સોબત છોડી દો.

ભોડો—આતો જો ડાહીની દીકરી થઈ ગઈ છે ! બંદા બાઈડીનું કીધું કરશે ! ખબરદાર ! જો હવે એક પણ શબ્દ બોલીછું તો ! મહાલીએ જાણ્યું કે વિશેષ કહેવા જતાં જાદે માર પડશે. આજ નહીં તો કાલ ઠેકાણે આવશે. એમ આશામાં અને આશામાં તે દિવસ ગાળતી હતી. પરંતુ

**સાખી.**

**દુર્જન સજ્જન ના થશે, હિતના ચોટે ચિત્ત;**
**શિખ દેતાં શત્રુ બને દુર્જનની એ રીત.**

ભોડાલાલના સંબંધમાં પણ મહાલીને એમ બન્યું. ભણવા માટે વખતો વખત કહેવાથી ભોડાલાલને મહાલી તરફ અણગમો ઉત્પન્ન થયો, તે તેને અપ્રિય થઈ પડી, હંમેશાં તેના પ્રત્યે તિરસ્કાર ભરેલી ભાષા વાપરવા લાગ્યો. કોઈ કોઈ વખત નજીવું કારણ આપી માર-કુટ કરતો છતાં દંપતિ વચ્ચે કલેશ રહે છે એવો મહાલીએ કોઇને ખ્યાલ સરખો પણ આવવા દીધો નોહોતો. અધુરામાં પૂરૂં કરી-આવરક્ષુધાતુર સ્વતંત્ર મીજાજની સાસુ વહુ આધિન આધિન રહેવા છતાં તેના મુખમાંથી પડતો બોલ ઉપાડી લક્ષપૂર્વક ઘરનું કામકાજ કરવા છતાં, સંતોષ પામતી નોહોતી. કોઈ દિવસ તે કરીઆવરનો કજીઓ લઈ બેસતી તો કોઇ દિવસ અમુક જણસ ઢોળી નાંખી, ચોરીને ખાઈ ગઈ ઈત્યાદિ ખોટા આરોપો મુકી વેવાઈ તરફનો રોષ વહુની સાથે તકરાર કરીને ઉતારતી, વખતે ભોડાલાલને ચઢાવી માર-કુટ કરાવતી. વળી જેકાર કોઈના ત્યાં બેસવા જતી ત્યાં પણ વહુનીજ નિંદા, વહુનાંજ વગોણા અને વહુનાજ દોષની વાતો કાઢતી. ઘરમાં એ ઈરાદાપુર્વક એવા સંજોગો ખડા કરતી હતી કે શકરાશા તથા ભોડાલાલની નજરે મહાલીનોજ દોષ પ્રત્યક્ષ થતો, વળી તેઓ બેઠા

હોય ત્યારે તેઓને ભરમાવવા ઘરમાં અડબડતી કે. " આ હઠીલા હનમાન સાથે હું તો લમણા કુટી કુટીને હારી ગઈ પણ હૈયા ફુટીને કશી વાતની હોરજ રહેતી નથી ! તાડ પેઠે ઉંચું વધી જાણ્યું છે. સાવરણીનો લહરકો કે ઘંટીનો ઘહરકો તાંણતાં રાંડ ભોજાઈએ શીખ્યું નથી ! !" આવા અસત્ય અને ત્રાસજનક વાકયો બોલી વહુ પ્રત્યે અભાવ ઉત્પન્ન કરવા યત્ન કરતી એટલુંજ નહીં પણ જે તે સ્ત્રીઓના મોઢે એમ બોલતી કે–" બાઈ! શી ખબર શું છે કે મારો બોડીઓ તો જાણે દિવસે દિવસે લેવાતો જાય છે ! મા ! થાળી ભરીને તો રાંડને ચાવવા જોઇએ છીએ ! મારી આંખ્યોના સમ, હમણાંજ બોડીઆના બાપા દસ મણ દાણા લાવ્યા હતા. પણ મહાદેવના માંથે મુકે એટલુંય ઘરમાં અનાજ રહ્યું નથી ! " આ તેના બળાપાનો પ્રતિધ્વનિ પણ તેવોજ થતો એટલે કે–" અલી ! ગામડાની છોડીઓને તો ખાવા બહુ જોઇએ ! બાઈ ! એમ ઠાંગાં ભરીને ખાધે ઘર શે પહોંચે ? ભોગીઆ ભાઈની વહુને જીવકોરમાએ તેમાંજ તગડી મુકી તો !" જેકોરની વાત સાંભળનાર પણ આમ બળતામાં ઘી ઉમેરતાં એટલે તેના હૃદયમાં ઝાળ ઉઠતી. કવચિત ધનકોરડોસી વહુનો ફજેતો નહીં કરવા માટે જેકોરને શીખામણ આપતાં પરંતુ ડોશીના કોગળાપાણીથી દાવાનળ શાન્ત થતો નહીં. મહાલી આ સઘળું સમજવા છતાં પોતાના મુખેથી કદી કાંઇ શબ્દોચ્ચાર કરતી નહીં. વિપત્તિને સંપત્તિ સમજી સાસુના સન્મુખ હમેશાં હસ્તેવદને રહેતી. સ્વસુરના અપમાન ભર્યાં કથનોને અનુગ્રહ ગણી પૂજ્યભાવ દર્શાવવાના તે દરેક પ્રસંગો શોધતી. પતિના ત્રાસને શિક્ષારૂપ માની આધિન વર્તતી હતી. તે કદી પણ ઘરની વાત બહાર કરતી નહીં. કોઈની કુથલી પર કાન ધરતી નહીં છતાં કોઈ દિવસ બહુ કંટાળતી હતી ત્યારે ઘરના મેઢા ઉપર જઈ એકાંતમાં આંસુ પાડી હૈયું હલકું

કરતી અને છેવટ ભાગ્યને દોષ દઈ કામે વળગતી હતી.

બોડાલાલે શાળાનો અભ્યાસ છોડી દઈ તેના જેવા પોળના બીજા છોકરાઓ સાથે "ઢોર મુઠ" અને તેના જેવી બીજી જુગારની રમતોનો અભ્યાસ શરૂ કર્યો હતો, તે વાતની જેકોરદ્વારા શકરાશાના ધ્યાન પર આવતાં તેમણે બોડાલાલને પોતાની સાથે દુકાને લઈ જવા માંડયો, અને દુકાનનો દાંત વહેરવાનો ધંધો શીખવવાની શરૂઆત કરી. બોડાલાલને મેહેનતનું કામ રૂચતું નહીં. સારાં સારાં કપડાં પહેરવા, સારૂં સારૂં ખાવું, તથા બજારમાં સહેલ કરવા જવું એ તેમને વધુ પસંદ હતું. ઘરની આ સ્થિતિમાં—

### ગાયન.

### રાગ—પીલુ.

દુઃખમાં દિવસો મહાલી ગાળે;
સુખના સ્વપ્ને કદીએ ભાળે. દુખમાં
ઘરમાં ત્રાસજ વધતો જાયે;
સુખના આવે એકે ઉપાયે. દુખમાં.
શઠ સ્વામી સંગ પડીયુંજ પાનું;
દર્દ કથે કહો કોને એ છાનું. દુખમાં.
ચાર વર્ષનો સમય વિતાવ્યો;
તદપિ કર્મનો આરો ન આવ્યો. દુખમાં.

ચાર વર્ષમાં તો બીચારીને ચાર જુગ વીતી ગયા છતાં મહાલી જ્યારે જ્યારે પીયર લુગડાં લેવા જતી ત્યારે ત્યારે મતલબી સાસુ, પુત્ર પાસે વહુ ઉપર કાગળ લખાવી ઘરના ઉપયોગમાં આવે તેવી કાંઈ નહીં તો કાંઇ ચીજ મંગાવતી. ઉપરાંત સ્વસુર પક્ષની કૃપા મેળવવા

મહાલી પોતાની મેળે પણ લાવતી. નાથો મહાલીની કરૂણાજનક સ્થિતિથી થોડો ઘણો વાકેફગાર હતો, છતાં એનના સુખ સારૂ તે સુખ માગ્યું આપતો.

આવી રીતે સર્વ પ્રકારે આધિન રહેવા છતાં કરીઆવરની ભિક્ષુક સાસુનો ડોળો તો વહુપર શોકય લાવવામાં ફરતો હતો. બોડાલાલે પણ પોતાના મિત્રો મારફત માને કહેવરાવી દીધું હતું કે "આ બાઇડીનો મારે ખપ નથી! તે મને ગમતી નથી!" બોડાલાલ માને આવા સંદેશા કહેવરાવતો હતો તેનું એક એ પણ કારણ હતું કે મહાલી તેની પ્રિતિ સંપાદન કરવા માટે પોતાના બચકામાંથી વાપરવા સારૂં તેને પ્રથમ પૈસા આપતી હતી, તે જુગારની વાત તેના જાણવામાં આવતાં બંધ કર્યા હતા.

એક દિવસ મહાલી મેઢા ઉપર બેઠી બેઠી હીર કાઢતી હતી એ વાત જેકોરના ધ્યાનમાં નહીં હોવાથી તેણે શકરાશાને કહ્યું—

જેકોર—

### ગીતી.

**શા સારૂ દિન ગાળો, કોઈ વાતે નહીં આ વહુમાં ઠરશો;**
**શોધો કન્યા સવેળા, ભલા થઇને મારૂં કહ્યું કરશો.**

સાંભળ્યું? બોડીઆના હારે પુંખાએલા તો બબે છોકરાના બાપ થયા પણ આ ચિત્રલેખામાં તો ન મળે પંડનું ઠેકાણું કે ન મળે પેટનું ઠેકાણું. બોડીએ તો પેલા છકાલાલ સાથે ચોખ્ખું કહેવરાવ્યું છે કે "મારે તો આ બાઈડીનો ખપ નથી કાંતો એ નહિ કાંતો હું નહીં. હવે તમારે બાપ દીકરાને ઠીક પડે તેમ કરો! આ તો જો વચ્ચમાં હું રાંડના લોગ! (સ્વાગત) બા! આપણું કોઇએ નામ ન લેવું. (પ્રકાશ) પરણેતરની રાંડોમાં કાંઈ ઠર્યું છે કે તમે ઠરશો? જુઓ! શહેરમાં ઘરે ઘરે બે બાઈડીઓ છે. તમારે ત્યાં કાંઈ નવાઈ નથી થતી, તે પણ તમારે

ન પાલવતું હોય તો અમે મા દીકરો જુદાં રહીશું. તમે જાણો અને તમારી વહુ જાણે !

શકરા—તું કહે છે તે તો ઠીક પણ બોડીઆમાં એટલી ખુંણી જોશેને !

જેઠાર—બળ્યુ ખુંણી શું જોતી હતી ! આને તગડી મુકો અને છોકરાનું નાતરૂં કરો ! થાકશે એટલે ઘણોય એનો ભાઇ મોં માગ્યું આપીને છુટકો લઇ જશે.

જેઠારના સહજ ઈસારામાં શકરાશા સઘળું સમજી ગયા. તેમને તરતજ ખ્યાલ આવ્યો કે "નાતરૂં કરતાં "ચાંડલો" અને છુટકો આપતાં "મોં બદલો" મળશે, ઘરમાંથી કલેશ જશે અને પાંચસો સાતસોનો તડાકો પડશે." ધનના લોભે ધર્મ ભુલાવ્યો, ફરજથી વિમુખ કર્યો, ન્યાયને ચર્ણ તળે ચંપાવ્યો, ખરે ! લોભી જનોથી જે અનર્થ ન થાય તે થોડા અને તેથીજ કહ્યું છે કે—

છંદ.

લોભી ડરે નહીં મન, લાજહીણુ કામજ કરતાં,
લોભી ડરે નહીં મન, કોઇનું વિતજ હરતાં;
લોભી ડરે નહીં મન, પાપને પંથે પળતાં,
લોભી ડરે નહીં મન કોઈથી સ્વાર્થ સરતાં.
વળી લોભી મન ડરશે નહીં દયા ધર્મને ત્યાગતાં,
અમર ડરે નહીં લોભીઓ શર્મ તજીને માગતાં.

લોભે લેવાઇને શકરાશાએ જેઠારના પાપી સંકેતમાં સંમતિ આપી કહ્યું—

શકરા—તારી વાત બરાબર છે. મોતીલાલને કહી મુકશું એટલે કયાંક ઘાટ એસાડી દેશે.

જેઠાર—જુઓ! હું એ સારૂં કહું છું કે મારે ગામડાની કન્યાનો ધર્મેય ખપ નથી.

શકરા—શહેરમાં કન્યાઓનો ક્યાં કાળ છે, સાતવાર નજરે જોઈ મોખ આવે તો કરજે!

પૂર્વજન્મની લેણદાર સાસુએ વહુનું ભવિષ્ય આ પ્રમાણે આંક્યું. થતું આાવ્યું હતું તે કરવાનો ધણીધણીઆણીએ સંકેત કર્યો. શામળદાસ અને નાથાનું મહાલી પાછળ ખર્ચ્યું વાવર્યું હવે બરાબર ધુળ મળવા બેઠું. દુઃખીઆરી, હત્યારી, બાળલગ્નની પ્રથા તને નવ અંજના નમસ્કાર છે. તારૂં અસ્તિત્વ ન હોત તો આવા અનર્થ ન થાત, કસાઈ જેવા મનુષ્યોના હાથ તળે નિર્દોષ બાળાઓને આમ રીબાવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાત. પ્રભુ! આવા ક્રુર જનોના સીતમથી ભોળા, લાચાર મનુષ્યોને બચાવો! અસ્તુ.

મહાલી પોતાના ભવિષ્યનો ચુકાદો સાંભળી સ્તબ્ધ બની ગઈ. અણધારી આપદાએ ગભરાવી નાંખી. પ્રથમ તો શું કરવું તે તેને કોઈ સુઝયું નહીં. વિચાર કરતાં "સાસુનેજ વિનવવું ઠીક છે," એમ તેના અંતઃકરણે સુચવ્યું, બોડાલાલની ઇચ્છા તો સાસુ સસરાની વાત પરથી તે જાણી ગઈ હતી, એટલે બીજી સઘળી બીના સાસુના આધિન છે. મનમાં મુંઝાઇને બેસી રહેવામાં શું વળશે! તે મને કાંઇ કહે છે તેનો હું ખુલાસો કરતી નથી તેથી જરૂર તેમના મનમાં ઉલટું ભૂત ભરાયું છે તે મારા કાલાવાલાથી ખસી જશે. મારો દોષ હશે તો ક્ષમા આપશે. છેક દયાહીન નહી થાય!" એ વિચારોએ તેને હિંમતમાં આણી. અને જાણે કાંઈ બન્યુંજ નથી એમ માની સાસુને વિનવવાનો અવકાશ શોધવા લાગી, પરંતુ હૃદયમાં શોકયની પેઠેલ ભિતિએ ધીરે ધીરે શરીર પર અસર કરવા માંડી.

એક દિવસ જેકોરને શાન્ત ભાળી મહાલીએ વાત કાઢી.

મહા–બા ! વઢો નહીં તો બોલું.

જેકોર–આતો રાંડ વઢકણી છે ખરીને ! આમ જ્યાં હોય ત્યાં બાને તોપના મોંઢે બાંધજે ! બા ભૂંડી છે તો પડી રહી ! જા ! સારી સાસુ હોય તેની સાથે બોલજે !

મહા–બા ! ભઈસાબ ! તમે મારા ઉપર રોષે શા માટે ભરાઓ છો ? મારાથી તમને ભુંડાં કહેવાય શું ? હું એટલુંય નથી સમજતી ?

જેકોર–ઓહોહો ! ચાવી ચાવીને બોલ્યાં એટલે તરી પાર ઉતરી ગયાં. બા રાંડ કાંઇ ભોળી નથી કે તું એની મુંડી મંત્રી જાય. તું ચારી આવે એટલાં હું પાઈ આવું એમ છું. મહાલીએ જાણ્યું, કે વધુ બોલવા જતાં સાસુ આડાં ઉડશે, એકનાં અનેક કહેશે માટે અન્ય વાત ન કરતાં જે કહેવાનું છે તેજ કહી દેવું એમ મન સાથે નક્કી કરી તે બોલી—

મહા–બા ! તમે મારાં સાચાં માવતર છો અને હુંતો હજું છોકરૂં છું. જ્યારે તમે મારા દોષ નહીં ઢાંકો ત્યારે બીજું કોણ ઢાંકશે ? મારી ભુલ હોય તે કહો, મને ઠપકો દો, મારોકુટો પણ હું કરગરીને કહું છું કે મારો બીજે ત્રીજે ફજેતો ન થવા દેશો.

એટલું કહેતામાં તો મહાલીની છાતી ભરાઈ ગઈ. તેની આંખમાં આંસું ઝળકવા લાગ્યાં તે તેણે નીચું મોઢું કરી લોહી નાંખ્યાં અને ડુસકાં ભરતી ભરતી બોલવા લાગી.

મા નાની મુકી મરી ગઇ ! બાપે તમને સોંપી હવે તમારા વિના મારે બીજું કોણ છે ?

જેકોર–ભાઇ બાર વર્ષનો છે, પાળશે. ભાઇને તો પાઘડી બન્યાને મીજાજનો પાર નથી.

મંછા—હશે! બા! જેવો છે તેવો એના ઘરે છે. આપણે શું? મારે
તમે, અને તમારે હું.

જેકો—હાસ્તો. મારે માંથે તું ભાંગી અને તારા માંથે હું! ભોગ તારા
માબાપના કે અમારા ઘરે નાંખી? કુબજા! આંસુડાં નીગાળીને અકારી કરે છે! કહે તારા ધણીને! બાના વચમાં જો
ભોગ! મારી બાઇ આજનાં છોકરા શું માવતરના વાર્યા દોર્યામાં
છે? તું જાણે અને તારો ધણી જાણે.

એટલું કહી પાષાણહૃદયની સાસુ વહુને રડતી મુકી પાડોસીના ત્યાં જઇને બેઠી. માહાલી નિષ્ફળ થઈ. કુભાર્યાનું હૃદય કદી પીગળતું નથી. તે કોઈની દયા ખાતી નથી. તેને ઘરની કે વરની આબરૂનો ખ્યાલ હોતો નથી. તેને તો કલેશ, કુસંપ, કજીઆ અને કકળાટ ઉપર જ અભિરૂચી હોય છે તેથી એક ઠેકાણે કહ્યું છે કે—

છંદ.

મળે કદી કુનાર કુટુંબથી કલેશ કરાવે.
મળે કદી કુનાર પાપથી પેટ ભરાવે,
મળે કદી કુનાર લાજ એ ઘરની ટાળે
મળે કદી કુનાર કંથના ભવને બાળે
વળી કર્મે મળે કુનાર તો પુરૂં પાપ પ્રમાણવું;
અમર કષ્ટ કુનારનું સુળી સમોવડ જાણવું.

હવે માહાલી પર શોકય લાવવાની વાત છચોક ખુલ્લી થવા લાગી, શકરાશાએ મોતીલાલ મંકોડીને કન્યા શોધવાનું કામ સોંપ્યું, મોતીલાલે શહેરમાં ઘરે ઘરે કન્યા માટે તપાસ કરી તો પાંચ સાત કન્યાઓ બોડાલાલ યોગ્ય જણાણી. તે સારૂ વાત ચલવતાં કોઇએ

શાક્યનો વાંધો લીધો, તો કોઇને ચાંડલો અને કરીઆવર ભારે પડશે તો કોઇએ મહુરતીઓ પસંદ ન કર્યો, એમ એક નહીં તો બીજા કારણસર ચોકઠું બેઠું નહીં. જો બોડાલાલ માટે ગામડામાંથી કન્યા લાવવાની હોત તો મંકોડી ક્યારનાય ફત્તેહ પામ્યા હોત. કેમકે ગામડાના માણસોને તેઓ સીસામાં ઠીક ઉતારી જાણતા હતા, પરંતુ ગામડાની કન્યા લાવવા માટે જેકોરે સાફ ના પાડી હતી એટલે જયવંત થવામાં તેમને વિલંબ થતો હતો.

જેમ જેમ આ વાતનું લંબાણ થતું તેમ તેમ એની એ ચિન્તા અને હંમેશાં શોકથી મહાલીનું શરીર દિવસે દિવસે બગડવા લાગ્યું. તેને હમેશાં રાત્રીએ ઝીણો તાવ આવતો હતો. શરીર દુર્બળ અને લોહી ફીકું પડતું હતું; પણ ઘરમાં કોઈ તેની દરકાર કરતું નોહોતું. બીજી તરફ કન્યા મેળવવાનો મોતીલાલનો ઉદ્યોગ ચાલુજ હતો, એક વખત તેમને બજારમાં જતાં રસ્તામાં ત્રીકમલાલ તીડ મળ્યા. વાતચીતમાં મોતીલાલે ત્રીકમલાલને બોડાલાલના નાતરા સબંધીની હકીકત કહી એટલે ત્રીકમલાલે જણાવ્યું.

ત્રીક—ભલા માણસ ! તમે બીજે શા સારૂ માંથા મારો છો ? અમારા પડોશમાં દમા દેડકીની છોડીનો કેવળ કલાઢીઆને ત્યાંથી છુટકો લેવાની વાત ચાલે છે એ ઘાટ ઉતારી દોને.

મોતી—એ દમો દેડકી કયો ?

ત્રીક—હરીઆ હોલીનો ભાણેજ !

મોતી—હા હા ! ઓળખ્યો અમારા ભોગીઆનો વેવાઈ ! ઠીક ! એ કલાઢીઆને ત્યાંથી શું કામ છુટકો લે છે ?

ત્રીક—પરણેતરની કન્યા છે પણ છોકરો બે ત્રણ વર્ષે નાનો છે એટલે બે માણસને રાગ નથી આવતો. વળી બંને વેવાઈ વચ્ચે

પણ વિવાહમાં કંઇક દશૈયાંનો વાંધો પડયો હતો, તેની બંને વચ્ચે ખટપટ ચાલી જાય છે. ભલા માણસ! ટુંકું સમજોને બેમાંથી એકેને હવે પાલવતું નથી. આમાં કન્યાનો કાંઇ વાંક નથી એ નક્કી.

મોતી—કન્યા કેવી છે?

ત્રીકમ—દેડકીની સકરીને તમે નથી જોઇ? ખાસી મજેની રૂપાળી છે. આતો આડે લાકડે આડો વેહ. જાણોછો ને? શહેરનું સગું મોમાં હાથ રહે ત્યાં સુધી સચવાય.

મોતી—હા ભાઈ હા, "**એતો આપણામાં થતું આવ્યું છે!**" પણ હજુ એ કન્યાને તો વાર?

ત્રીક—વાર શેની? દેડકી કયાંક ઘાટ આવવાની વાટ જુએ છે; કહો તો કાલ ચોકઠું બેસાડી દઊં. ખાસો પાંચસોનો ડાબડો લઇને કન્યા આવશે.

પાંચસોનો આંકડો સાંભળી મંકોડીના મોંઢામાં પાણી આવી ગયું! અને એ ચોકઠું બેસાડી દેવાની તેમણે તીડને ચોકસ ભલામણ કરી બંને છુટા પડયા. જેમ મંકોડીને શકરાશાએ ભલામણ કરી હતી તેમ દેડકીએ આ તીડને મહુરતીઓ શોધવાનું કહી રાખ્યું હતું એટલે વાત તરતજ બેસતી આવી ગઈ. આ વાતને પંદર દિવસ નીકળી ગયા પરંતુ મોતીલાલને ત્રીકમલાલ તરફથી કાંઈ ખબર મળ્યા નહીં તેથી તેઓ ત્રીકમલાલને મળ્યા અને દેડકીની કન્યા સંબંધીના સમાચાર પૂછ્યા—

મોતી—ત્રીકમલાલ ભાઇ! શું કર્યું? તમારી વાટ જોવામાં તો તેમને બે ચાર વાતો આવી હતી તે પણ ગઈ.

ત્રીકમ—ગઇ કાલેજ રૂપીઆ ત્રણસો રોકડા આપી બાઇનો છુટકો લીધો. પણ દમાભાઇની વહુ શોકય ઉપર છોડી નાંખવાની ના પાડે છે.

મોતી—શોકય ક્યાં બેસી રહેવાની છે? ચાર પાંચ મહીનાથી તો માંદી છે પીળા દેડકા જેવી થઇ ગઇ છે તે જીવવાનીજ નથી. અરે! લાંબી ટુંકી વાત શું કામ કરવી? ચોખ્ખો ઠરાવ કે આગલી કન્યા મરી ન જાય તો છુટકો આપવો, આપણે એ વાતના જામીન, પછી કાંઈ વાંધો છે? જુઓ! શોધવા જતાં ગુમાનગશ જેવું ટોચ ઘર હાથ નહીં આવે, બાઈ બીચારી સુખી થશે છોકરો કેવો મોતીના દાણા જેવો છે?

ત્રીકમ—મહુરતીઆમાં જે કાંઈ વાંધો છે તે મેં કહ્યો એટલોજ છે.

મોતી—હું સરગરી લઉં છું પછી શું છે? મારા શાળાની છોડી ખાસી વોળાવે એવડી છે પણ એમને ગામઠાની કન્યા લાવવી નથી એટલે લાચાર!

તીડને મંકોડીએ ફસાવ્યો, બરાબર શીશામાં ઊતાર્યો, દેડકી પણ બે ત્રણ વરસથી છોડી ઘરે બેઠી હતી એટલે અકળાયો હતો. ગમે ત્યાં ખાડો પુરવાની તૈયારીમાં હતો, તેમાં દૈવે આ સંજોગ મેળવી દીધો, મોતીલાલથી છુટા પડી ત્રીકમલાલ તીડ દેડકીને મળ્યા અને મોતીલાલ સાથે જે વાત થઈ હતી તે સઘળી કહી સંભળાવી, ઉપરાંત તેણે એમ પણ કહ્યું કે "મોતીલાલ સઘળી વાત પોતાની કોટમાં લે છે એટલે આપણે શું વાંધો છે? માવતર તો દલાલ છે, ખરી વાતતો બાઈના ભાગ્યની છે," વગેરે કારણો આપી વાત ઠેકાણે પાડી. બીજી તરફથી મોતીલાલે પણ ચાલેલી વાતચીતથી શકરાશા તથા જેકોરને વાકેફ કર્યાં. જેકોર ખોટા બહાના તળે દેડકીના ઘરે જઈ સકરીને જોઇ આવી અને પસંદ પણ કરી.

પાંચ સાત દિવસથી મહાલીની તબીયત વધુ બગડી હતી. તેને તાવ વધવાની સાથે સુળ નીકળતું હતું. શહેરમાં સેંકડો દવાખાનાં,

ઔષધશાળાઓ અને ગાંધીની દુકાનો હતી પરંતુ ઘરમાંથી કોઈ તેને અજમો કે મીંઢીઆવળ જેવી વગર મુલની દવા પણ લાવી આપતું નોહોતું. તે બીચારી જરા તબીયત ઠીક હોય ત્યાં સુધી તો કામ કરતી અને વધુ બગડતી ત્યારે ઓરડામાં જઈ પથારીવશ થઈ જીન્દગીનો છેડો લાવવા પ્રભુની પ્રાર્થના કરતી. તેના શરીરની આ સ્થિતિમાં પણ "ઘરમાંથી પથારીઓ કયારે ઉપડશે, મંદવાડના કયારે આંકા આવશે?" આવા માર્મિક વચને સાસુ માંદી વહુને પ્રજાળવા ચુકતી નહીં. હવે મહાલીની સહનશક્તિની પરિસીમા આવી ગઈ હતી. તે તદ્દન કાયર થઈ ગઈ હતી તેથી તેણે જેકોરને કહ્યું—

મહાલી—બા! રજા આપો તો પંદર દિવસ પાણી બદલો કરવા માટે મારા પીયર જઈ આવું.

જેકોર—બા કયાં આડી ફરી છે? બાકી રહ્યું હોય તો પાછાં પીયર જઈ બાને વગોવો.

**ગાયન.**

( મેહેતાજીરે........એ રાગ )

મહા—સાસુજીરે શું મુખ આવું ઉચારો,
મને પામર નાર ના ધારો.
માતાજીરે છે ઉલટા વિચારો, કાંઈ રાખો ભરૂંશો મારો.સાસુ૦
વાત ઘરની બહાર કરનારીરે, ના ધારો કુલીન એ નારીરે,
છું સુખ દુઃખને સહનારીરે, ના કષ્ટે કદી ચળનારીરે,
ભાગ્યવંતારે, કેમ ભુલું ઉપકારો;
જેકોર—કુળવંતીરે ડાહ્યાપણ જાણ્યું તારૂં;
રહે અબોલ તો બહુ સારૂં મને૦

**આ લાંબી જીભે હદ વાળીરે, બીજી બુણી ન કાંઈ ભાળીરે,**
**નક્કી નાગણુ છું તું કાળીરે, રાખે પેટમાં મોટી પાળીરે,**
**કહું કુબજારે, નામ ન લેવું મારૂં, કહે કેટલી વાર તને વારૂં.કુળ૦**

સાસુને રૂચતું હતું તેજ મહાલીએ કહ્યું. તે તેની ગેરહાજરી ઈચ્છતી હતી. તેનો પ્રયત્ન તે દિશા તરફજ હતો; તેથી તેણે મહાલીને રજા આપવામાં વિશેષ આનાકાની કરી નહીં; અને પોતાની સંમતિ દર્શાવવા તે બોલી. "જવું હોય તો ઉઠો, ખાઈ લ્યો ગાડીની વેળા થવા આવી છે." રજા મળતાં મહાલી તરતજ ઉઠી જમવાની રૂચી નહોતી તો પણ રસોડામાં જઈ જે કાંઇ તૈયાર હતું તે જમી લીધું. અત્યારે તેના શરીરમાં નવું જીવન, નવી શક્તિ અને નવું તેજ આવ્યું હોય એમ તેને દેખાતું હતું. તેણે પોતાનો બચકો તૈયાર કર્યો પછી જેકોરને કહ્યું—

મહા–બા ! મને ટીકીટ કરાવી આપવા કોણ આવશે ?

જેકોર–રાંડની ગાંડી દેખાય છે ! બાની ગાંઠે માણસ બાંધ્યા છે તે છોડીને ટીકટ કરાવી આપવા મોકલશે, તારા જેવડી બાઇડીઓ તો એકલી મુંબાઈ જાય છે ! માએ મુંઠી ભરીને મીંઠુ નાંખ્યું હોત તોય નીરાંત ?

મહાલીએ તરતજ બચકો માંથે લીધો. પતિએ તો પાંચ સાત મહીનાથી બોલવા વ્યવહાર બંધ કર્યો હતો એટલે હવે કોઇને કાંઇ કહેવાનું બાકી રહ્યું નોહોતું. ધનકોર ડોશી તેના ઉપર સારો સ્નેહ રાખતાં હતાં તેથી તેમને મળવાની ઇચ્છા હતી તે સાસુના ડરે માંડી વાળી હતી. તે બીમાર હતી છતાં પીયર જવાના ઉત્સાહમાં કે પછી સિંહણના પંજામાંથી છુટવાના પરિણામે અત્યારે તે શક્તિમાન બની

હતી. સારા ભાગ્યે આજ તેને તાવ આવ્યો નહોતો. મહાલીએ નીકળતી વખત સાસુને કહ્યું.

"બા! તમે રજા આપી છે તેથી જઊંછું એમ મારા સસરાને કહેજો. બા! હું હાથ જોડીને કહુંછું કે મને જન્મારાનું સુખ ઉભું થવા ન દેશો" એમ છેવટની ભલામણ આપી તે ઘર બહાર નીકળી.

સાસુએ પ્રત્યુત્તર આપવાને બદલે, વહુએ વાંસો વાળ્યો એટલે છાતીએ પોતાના બે હાથ ઊંચા અડાડી ટચાકા વગાડી મનમાં બોલી "રખે તારાં પગલાં પાછાં આવે!"

પોળમાંથી બહાર નીકળતાં ધનકોર ડોશી સામાં મળ્યાં. મહાલી તેમને મળવા ચાહતી હતી. તેમાં અનાયાસે મળવું થતાં તે બહુજ ખુસી થઇ ગઇ. ડોશીએ મહાલીને પુછ્યું—

ધનકોર—મહાલી! પીયર જાય છે! એકલી કેમ?

માહાલી—મા મા! શરીર સારૂં રહેતું નથી, તેથી પંદર દિવસ પાણી બદલો કરવા જઉછું. ઘરે કોઈ નોહોતું એટલે એકલી.

ધનકોર—તારૂં શરીર તો જો! તને એકલી મોકલતાં જેકોરને કાંઇ પણ વિચાર ન આવ્યો? ઉભી રહે! તારી સાથે ગંગાને મોકલું. ગાડી કરીને જજે પગે ચાલતાં નહીં પહોંચાય!

ધનકોર ડોશીએ ઘરે આવી ગંગાને મહાલી સાથે મોકલી.

અહા! બીમાર તબીયતવાળા માણસની પરજ્ઞાતીનાં મનુષ્યો દયા ખાય, પરંતુ જે મનુષ્યો સર્વદા સર્વ પ્રકારે સંપૂર્ણ સંભાળ રાખવાને ધર્મની ફરજથી બંધાએલાં છે, દુનિઆની દષ્ટિએ જે આશ્રયદાતા છે તે છેક આમ નિર્દય પરવારહીત બની માણસાઇ તજી અમાનુષિક કૃત્ય કરે એ આવા કુલીનોની કેટલી કઠોરતા, કેટલી

નિષ્ઠુરતા અને કેટલી કૃતઘ્નતા! ઇશ્વર એવા પામર મનુષ્યોને સદ્ બુદ્ધિ આપો! અસ્તુ.

મહાલી અને ગંગા ગાડી કરી લઈ રસ્તે પડયાં. રસ્તામાં ગંગાએ મહાલીને પુછ્યું. "મહાલી ભાભી! તમારા ઉપર શોક્ય લાવે છે? બળ્યો તમારી નાતનો રીવાજ!" આ પ્રશ્નનો મહાલીએ ગંગાને ટુંકો જવાબ આપ્યો "બેન મુકોને એ વાત! મને તો નથી ગમતી! જેમ ભાગ્યમાં હશે તેમ થશે." ગંગા સમજુ હતી. તરતજ તેણે વાતનો વિષય બદલી નાંખ્યો, અંતે અન્ય વાતો કરતાં કરતાં સ્ટેશન પહોંચ્યાં. તેઓ જેવાં ગાડીમાંથી ઉતર્યાં એવાંજ મુળશંકર દવેના દીકરા રેવાશંકરે તેમને જોયાં. તરતજ મહાલી પાસે આવ્યો અને શરીર સબંધીના સમાચાર પુછ્યા. ગંગા રેવાશંકરને ભલામણ કરી પાછી વળી.

મહાલી પીયર ગઇ તેના ત્રીજા દિવસે શકરાશાએ દમા દેડકીની દીકરી સકરીનો રૂપિઓ લઈ ખોડાલાલનું સગપણ કર્યું અને નાતરાનો સંબંધ એટલે તે પછીના લાગલાજ રવીવારના દીવસે ઘરે તેડી લાવવામાં આવી. શહેરની વહુ લાવી સાસુ રળીઆત થયાં, સસરા સારે નફે સોદો સુધરવાથી નિશ્ચિંત બન્યા, ખોડાલાલનો ભય ટળ્યો અને મોતીલાલ મંકોડીને જશ મળ્યો. બસ અમે તો આ પ્રસંગે એટલુંજ કહીએ છીએ કે—

## ગીતી.

દુઃખીઆરી રૂઢી આ, જ્ઞાતિમાંથી સત્વર લય પામો;
દંપતી સુખમાં વિચરો, વિજયવંત થઈ જગમાં જય જામો.

રેવાશંકર મહાલીને લઇ ભાગલપુર આવ્યો. મહાલી અચાનક તદ્દન બીમાર હાલતમાં આવવાથી નાથાની વહુ વગેરે તાજુબ થઈ

ગયાં. ખબર મળતાં નાથો પણ આવી પહોંચ્યો. મહાલી જેવી ઘરમાં પેઠી તેવીજ ડુસકાં ભરી રડવા લાગી. અત્યારે તેના શરીરમાં તાવ ભરાણો હતો, સુળ પણ નીકળતું હતું જેથી વધુ પુછ્યા કર્યા સિવાય તેને સુવાડી દીધી. બીજે દિવસે તેને તાવ ઉતર્યો એટલે તે ઉઠી અને સર્વેને હળીમળી સંતોષ પમાડયાં.

નાથો અને તેની વહુ મહાલીની તબીયતની ઘટતી સંભાળ લેતાં હતાં, તથા ઔષધ ઉપચાર કરતાં હતાં પણ જોઇએ તેવો ફાયદો દેખાતો નોહોતો. તેના વદન પર શોક, ભય અને ચિન્તાનાં ચિન્હ સ્પષ્ટ દેખાતાં. નાથાની વહુ તેનું કારણ પૂછતી ત્યારે તે કાંઇક કહેતી અને કાંઈક છુપાવતી હતી. નાથો સ્ત્રીદ્વારા મહાલીની સંસારિક સ્થિતિ વિષે કાંઇક માહીતગાર થયો હતો તેથી તેણે એક દિવસ સમય મેળવી મહાલીને પુછ્યું—

નાથો—માલી ! તને શું દર્દ છે ? ઔષધ ઉપચાર કરવા છતાં તારી તબીયત જોઇએ તેવી સારી થતી નથી તેનું શું કારણ ? તું દયામણે મોઢે હમેશાં શામાટે રહે છે ? તારો આનંદી સ્વભાવ કયાં ગયો ? તારી ભાભી પાસે પણ કાંઈ ખુલાસાવાર વાત કહેતી નથી. મહાલી ! તારી આ હાલત ! આ સ્થિતિ ! સાચું કહે તને શું પીડા છે ?

મર્યાદાશીલ બાળા ભાઇને જવાબ દેવાને બદલે રડવા લાગી. અત્યારે સઘળાં કષ્ટ તેની સન્મુખ ખડાં થયાં તે ધ્રુસકે ધ્રુસકે રડી પડી તે જોઈ નાથાનું હૃદય કરૂણામય બન્યું, તે આગળ બોલ્યો—

મહાલી !—બેન તું રડીશ નહીં ! ગભરાઈશ નહીં ! તારા જેવી નિર્મળ મનની પ્રેમાળ બેન સારૂ હું મારો પ્રાણસુદ્ધાંત આપવા તૈયાર છું. તને જે કષ્ટ હોય તે તું મને ન કહે તો તને મારા સોગન છે.

માલીએ વિચાર્યું " કે હવે કહ્યા વિના છુટકો નથી. આખરે સઘળું ખુલ્લું થયા વિના રહેનાર નથી, તોપછી ભાઈના સોગન મીથ્યા કરવા તે અયોગ્ય " ઇત્યાદિ વિચારોએ કષ્ટના અતુલ બળે તે બોલવા પ્રેરાઇ. રડતી આંખે મર્યાદાને સાચવી સંક્ષેપે તે પોતાની વિપત્તિની વાત ભાઇને કહેવા લાગી—

## ગાયન.

( શું કહુ કથની............એ રાગ )

વિપત વાત સુણ મારી ભ્રાત, વિપત વાત સુણ મારી (૨)
થઈ જીન્દગાની ખારી ભ્રાત, વિપત વાત સુણ મારી.
લેશ ક્લેશ ના કર્યો કદી મેં, શ્વસુર પક્ષની સંગે;
ધર્મને ધારી મનને મારી, રહી હું નિત્ય ઉમંગે—ભ્રાત૦

કુડાં આળ ને ત્રાસ ગાળનો, વિષમય વચને બાળી;
તજી રોષ બની રાંકડી તદપિ, નેહ નજર ના ભાળી–ભ્રાત૦
પાપ અમાપ કીધાં મેં પૂર્વે, ઉનાં આંસુ હું સારૂં;
કેમ જન્મતાં ઝેર ન પાયું, જીવીત બગાડયું મારૂં–ભ્રાત૦

મહાલીની વિપત્તિની વાત સાંભળી સર્વત્ર શોકનું વાતાવરણ વ્યાપી ગયું. દંપતિની આંખમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. આટલું કહેતામાં તો માહલીની છાતીમાં ડુંમો ભરાયો. નાથાની વહુ તેની પાછળ જઇ તેને ઝાલીને બેઠી. ડુંમો હેઠો બેઠો એટલે તે આગળ બોલી—

"ભાઈ! બંધુ ! તમે દીલગીર ન થશો ! હું અભાગીણીના દુઃખે ન દુભાશો ! મારાથી સહન થાય ત્યાંસુધી કર્યું ! છુપાવાય ત્યાં-સુધી છુપાવ્યું ! અરેરે ભાઈ ! મને કોઈ દિવસ સુખનું સ્વપ્ન

નથી? મેં શાન્તિની પળ ભાળી નથી! કદી કોઇની મીઠી નજર નિહાળી નથી! મૌન્ય વૃત ધારી રહેવા છતાં, જડવત્ થઈ સહન કરવા છતાં, અને મીણુ સમાન નરમ બની સઘળાને આધિન રહેવા છતાં, મારા પાપની પરિસીમા ન આવી! બન્ધુ! વહાલા બન્ધુ! હું શું કહું! હુ નિરભાગીનો એક પણુ મનોરથ સફળ ન થયો અને અંતે—

છેલ્લા શબ્દો બોલવાની સાથે લજ્જાને લીધે તેણે મસ્તક નમાવી દ્રષ્ટિ નીચે કરી થોડો વિસામો ખાધો, પુનઃ બોલવા લાગી—

ભાઇ! આજ મેં લજ્જારહિત શૂન્યહ્રદય થઈ તમારી મર્યાદા લોપી છે તે માટે મને ક્ષમા આપો? હાય! હુ જન્મતાંજ કેમ મરી ન ગઇ! આ દશામાં આ સ્થિતિમાં અહીં આવતાં પહેલાં મારો અંત કેમ ન આવ્યો! હે દૈવ? આ પાપિણીના માટે મૃત્યુ પણુ મોંઘું થયું! હાય આજ હુ મારા નિશ્ચયથી ટળી ગઇ!!

છેલ્લા શબ્દો તે તુટતા અવાજે બોલી, તેણે ભાભીના ખભા ઉપર પોતાની ગરદન નાંખી દીધી. નાથો તેની આંખો દાબી નીશાસા નાંખવા લાગ્યો, પછી ધીરે રહી તેણે મહાલીને મૂર્છિત દશામાં સુવાડી દીધી.

મહાલીના પ્રારબ્ધમાં હજુ કાંઇક અવનવા બનાવો જોવાનું લખાયું હતું તે આ માંદગીમાં મૃત્યુ પામવાના બદલે ધીરે ધીરે સાજી થઇ. ખોડાલાલે બીજી સ્ત્રી કર્યાના ખબર તેને તથા નાથાને મળી ગયા. તે શામળદાસના અવિચારી કાર્ય માટે હંમેશાં સખેદ રહી ઊંડા નીશાસા નાંખતો હતો.

મહાલી ચોવટપુર છોડી ગયા બાદ થોડી મુદતમાંજ શકરાશાના ઘરની સ્થિતિ બદલાઈ ગઈ. ખોડાલાલ માટે નવી સ્ત્રી લાવ્યા

પછી લાગલાજ એ ત્રણ મહીને શકરાશા લકવાના વ્યાધિથી પંચત્વ પામ્યા, તેમની લોકીકે નાથો કે માહાલી કોઈ આવ્યું નહીં. જેકોરને તેઓના ઉપર બહુજ ગુસ્સો આવ્યો. કારણ તેમના તરફની બારસ પાઘડીની રાખેલી આશા બરબાદ થઈ. બીજી તરફથી દેડકીએ જ્યારે લાંબો કુદકો માર્યો, બારસ પાઘડીના દસ રૂપીઆ આપ્યા તે જેકોરને ઓછા પડયા તેથી તેણે નવી વહુને જરા ઠપકાના રૂપમાં કહ્યું. વહુએ સાસુને સ્પષ્ટ જવાબ આપી દીધો કે—"બા ! જરાય વધતું ઓછું બોલશો નહીં ! મારા મામાજી કેટલુંક વરસી ગયા છે ? મારા બાપને જરાપણ કહેવાનું નથી." વહુનો રોકડો જવાબ સાંભળી સાસુ ચુપ થઇ ગઈ, કેમકે નવી વહુ તેનાથી દબાય તેવી નહોતી અને તેથી તે તેને બહુ છેડતી નહીં તો પણ ઉભયના સ્વભાવ સરખા હોવાથી કોઈ કોઈ વખત સાસુવહુ વચ્ચે ગરમાગરમી તકરાર થતી અને પરિણામે વહુ વિજય પામતી. સાસુ હાર ખાતી. વળી સકરીએ બોડાલાલ ઉપર પણ એવો પ્રતાપ પાડયો હતો કે તે એક શબ્દ સરખો તેના સામે બોલી શકતો નહીં.

શકરાશા તેમની હયાતીમાં દાંત વહેરવાના કામ સાથે સટ્ટા બજારનું કામ પણ કરતા હતા. તેમના આ બે ધંધામાં સટ્ટા બજારનો વિના પરિશ્રમનો ધંધો બોડાલાલે પસંદ કરી, તેમાં તે જોડાયો હતો. એટલે પિતાએ પુત્રને જો વારસામાં કોઈ વસ્તુ સોંપી હોય, તો તે સટ્ટાના બુરા ધંધાની લત હતી.

શકરાશાની હયાતીમાં તો બોડાલાલ માર્યાદામાં રહીને સટ્ટાનો વેપાર કરતો હતો પણ તેઓના ગુજર્યા પછી તે તદ્દન નીડર બની તેના મિત્ર ગાંડાલાલ, છક્કાલાલ અને વિહારીલાલ સાથે સટ્ટાના બજારમાં જોટાના પાટીએ જતો અને વગર વિચારના મોટા દાવ મુકી

પૈસા ગુમાવતો, જેથી આ ચંડાળ ચોકડી સટ્ટાબજારમાં સારી પ્રસિદ્ધિ પામી હતી.

આ વાતની ધીરે ધીરે નાથાને ખબર પડી અને તેણે ધાર્યું કે "હવે બેનનો નીભાવ થશે નહીં. સટોરીઆના સહવાસમાં મહાલી જેવી નરમ સ્વભાવની બેનને રાખવી તે મોટું જોખમ છે" તેથી તેણે પોતાની સ્ત્રીની મારફત મહાલીની શું ઇચ્છા છે તે પુછાવ્યું તેના જવાબમાં મહાલીએ ભાઇને કહેવરાવ્યું કે—"હુ મારા એક ભવમાં બે ભવ કરવા ઇચ્છતી નથી. પ્રાણ જતાં પણ હું શીયળભંગ અનાચાર, અધર્મ અને નિંદીત કર્મ કરીશ નહિ. મને મારી આ સ્થિતિ વધુ પસંદ છે. હું ઇશ્વરભજન કરી મારી જીંદગી પુરી કરીશ. માટે મારા પર દયા લાવી કાંઈ અઘટીત વિચાર ન કરશો." જ્યારે મહાલીએ આ પ્રમાણે કહેવરાવ્યું ત્યારે નાથાને તેની સ્ત્રીએ કહ્યું—"માહાલીબાના ધાન લુગડાનો તો બંદોબસ્ત કરી આવો, ઉંધું ઘાલી બેસી રહેશો તો સામાવાળાને ફાવતું થશે." નાથાને સ્ત્રીની આ સુચના રૂચી અને ચેલાને સાથે લઈ તે ચોવટપુર આવ્યો, અને ભાંગફોડબાને તેમના કામ માટે પુરો ઠપકો આપ્યો.

બીજે દિવસે ત્રણે જણ સકરાશાના ઘરે આવ્યાં. તેઓને જોતાંજ જેકોરને ત્રાસ પડયો. તેણે ઉપલક મને તેઓને આવકાર આપ્યો પછી તે મોતીલાલ મંકોડીને મેમાન આવ્યાના ખબર આપી આવી. મોતીલાલ હોકો લઇને આવ્યા અને તે ચેલા પટલને આપી બેઠા. મોતીલાલને જોતાંજ નાથાને તીરસ્કાર છુટયો. થોડીવાર કોઈ કાંઇ બોલ્યું નહિં પછી ભાંગફોડબાએ જેકોરને કહ્યું—

ભાંગ—જેકોર! મહાલીને અમારા ઘરે કયાં સુધી રાખી મુકવી?

જેઠાર—તમારી મહાલીને કોણે કાઢી મુકી હતી? ગઇછે એમ આવે. બારણાં ઉઘાડાં છે કાંઇ તાળાં વાસ્યાં નથી?

માથો—હા! વેવણુ બારણે તાળાં વાસ્યાં નથી કોઠીએ વાસ્યાં છે. મરી જાય એવી માંદી છોડીને ઘરેથી એકલી કાઢતાં તમને જરા લાજ પણ ન આવી?

જેકોર—પટલ! ઝાઝું ન બોલશો! તમે લાજવાળાના છોકરા છો તે મને ખબર છે. જો લાજ હોત તો, બેનને લઇને બોડીઆના બાપની કાંણે ન આવત?

ચેલો—કાણુ તો તમારા ઘરમાં છોડી નાંખી છે ત્યારથી મંડાણી છે, આજ ક્યાં નવી માંડવી છે? વગર વાંકે છોડી પર શોક્ય લાવી અમારૂ ખરચ્યું વાપર્યું બધું ધુળ મેળવ્યું?

મોતી—ચેલા પટલ! આકળા શું કામ થાવ છો? ઘીને બડે ઘી થશે.

ભાંગ—અમે કાંઇ આકળાં થતાં નથી, શોક્ય લાવ્યાં તો ભલે પણ છોડીને ધાન લુગડાં તો આપશો કે નહીં?

જેઠાર—ઓહોહો! ચોવટપુર શહેરમાં કેટલીકે ધાન લુગડાં લીધાં? શોક્યું તો ઘેરેઘેર છે.

મોતી—હા! એતો આપણામાં થતુ આવ્યું છે. સાસુ વહુને રાગ ન આવ્યો ત્યારે શું કરે? હવે કંઈક રસ્તો કર્યા વીના છુટકો છે?

નાથો—શું રસ્તો કરવો છે?

મોતી—આપણામાં થતું આવ્યું છે એ, એમને ન પાલવે તો છુટકો આપે.

જેકોર—એમ છુટકો ક્યાં રસ્તામાં પડ્યો છે?

મોતી—જેકારભાભી! એ વાત નહિં બને, તમે કહો તે એ લોકો સાંભળે, પછી છુટકો શા સારૂં નહીં આપો?

નાથો—મોતીલાલ! મોતીલાલ! બસ કરો! હવે નીચતાની અને પ્રપંચની હદ આવી ગઇ છે. અરે તમારો આ જુલ્મ, સીતમ અને ત્રાસ ઇશ્વર કેમ સાંખી રહેશે! ઓ! પાષાણુ હૃદયના ઘાતકી પુરૂષો! જે કન્યાના દાનનો તમે સ્વીકાર કર્યો છે, જેને તમે કુળવધુ તરીકે પસંદ કરી છે અને જેના માતા પિતાએ તમને ઉત્તમ કુલિન સમજી, શ્રેષ્ટ માની, સદાના માટે સુપ્રત કરી છે, તેનો બહિષ્કાર કરતાં તમારી બુદ્ધિ બળી કેમ જતી નથી? તમારા જે હસ્ત તમારાં વહાલાં પુત્ર પુત્રવધુ ઉપર હમેશને સારૂ. સુખછાયા કરવા યોગ્ય છે તે હસ્ત તેમનું શિયળ-સૌભાગ્ય નષ્ટ ભ્રષ્ટ કરનાર "છેડા છુટકો" લખી આપતાં બાહુથી વિખુટાં કેમ પડતાં નથી? ઓ! વિશ્વાસ ઘાતીઓ! અનાચાર, અધર્મ અને અનીતિના અવેજની બુરી લાલચનો વિચાર કરતાં તમારૂં મસ્તક કેમ ફાટી જતું નથી! "છેડા છુટકો લ્યો" એ મહા પાપી શબ્દોનો ઉચ્ચાર કરતાં તમારી જીભ કેમ કપાઇ જતી નથી! નીકળી પડતી નથી! ઓ! કુમળી બાળકીઓનાં હાડ માંસનું ભક્ષણ કરનારા નરપિશાચો! આ જગતમાંથી તમારો પ્રલય કેમ થતો નથી! ઓ! કુળદેવી ઉમા! ઓ ભગવતિ! ઓ ચંડી! આ તારી કુમળી નિર્દોષ બાળકીઓ રીબાય છે તે તપાસ! તેમની આંખોમાંથી આંસુઓનો ધગધગતો પ્રવાહ વહે છે તે જો, અને તેમને તે સ્થિતિએ પહોંચાડનારા અધર્મી અસુરોને ત્રીશુળની અણીઓથી વિંધી તારા ક્રોધાનળમાં પ્રજાળી સત્વર ભસ્મીભૂત કરી દે. બસ!

બસ ! છેવટે એટલુંજ કહીએ છીએ કે મોતીલાલ હવે પ્રભુથી ડરો, ધર્મના પંથે પળો અને આવા અઘોર પાપના પૈસાની બુરી લાલચ બંધ કરો. જાવ ! તમારા કર્મોને બદલો તમને તમારા કર્મોજ આપશે !

એટલું કહી ત્રણે જણાં સકરાશાના ઘરેથી ઉઠી નીકળ્યાં.

નાથો ચોવટપુરથી આવ્યો, અને બનેલી સઘળી હકીકત મહાલીને કહી. મહાલી પહેલેથીજ સમજતી હતી કે જેકોરમાં તેમનું કાંઈ વળવાનું નથી.

થોડા મહીના ગત થયા પછી એક દિવસ મહાલીએ નાથાને કહ્યું. ભાઇ ! મને તમે અને મારાં ભાભી તામારા પ્રાણુ કરતા પણ અધિક રાખોછો, અને અહીં રહેવામાં મારા જીવને શાન્તિ પણ સારી રહે છે. તથાપિ ભાઇ ! "દીકરી સ્મશાન સારી કે તેના સાસરે સારી" વાસ્તે મારી ઇચ્છા એવી છે કે, મને ચોવટપુર રહેવાની કંઇક ગોઠવણુ કરી આપો તો બહુ સારૂં. હું અભાગણીને અહીં અને ત્યાં તમારૂંજ રળ્યું ખાવાનું છે." એટલુંજ કહેતામાં તો તે રડી પડી. નાથાને મહાલીનો એ વિચાર યોગ્ય લાગ્યો, તેથી તે મહાલીને સાથે લઇ ચોવટપુર આવ્યો અને ધનકોર ડોશીના ઘરનો ઉપલો માળ ભાડે રાખી મહાલીને તેઓની સંભાળ નીચે મુકી. પછી તેના ગુજરાન માટે ઘટતો બંદોબસ્ત કરી આપી બેનનો આર્શિવાદ મેળવી ઘરે આવ્યો.

ધનકોર ડોશી તથા ગંગા સાથે મહાલીને સારો જીવ મળ્યો હતો. વૃદ્ધ મંગળદાસ તથા ધનકોર તેને ગંગા કરતાં પણ અધીક ચહાતાં હતાં વળી ઘરમાં અન્ય કોઇ મર્દ માણુસ નહીં હોવાથી તે નિશ્ચિંત પણે શાન્તિથી રહેતી હતી તેના ઉત્તમ ગુણુ અને પ્રેમાળ સ્વભાવે ગંગાને તો એવું આકર્ષણુ કર્યું હતું કે તેનાથી પળવાર છુટું

પડવું તે તેને બીલકુલ રૂચતું નહીં, બંને જણાં હમેશાં કથાવાર્તા કરતાં હતાં અને સઘળાને આનંદ આપતાં હતાં.

બોડાલાલ હવે જોટાનાપાટીએ જતો નહોતો. કેમકે, તેની પાસે પૈસાના તાકડા રહ્યા નહોતા. પણ ઉલટું તેના દોસ્તદારોનું પણ સટ્ટાના નુકસાનનું કરજ થયું હતું જેના માટે તેણે રોકડા રૂપિઆ લીધાની બાકીઓ કાઢી આપી હતી. આ કરજની રકમ બહુ ભારે નોહોતી પણ જુસબ નામના એક મેમણના સટ્ટાના નુકશાનના અઢીસો રૂપિયા દેવા હતા તેનો નિવેડો આવતો નોહોતો તેના માટે અતી ચિન્તાતુર રહેતો હતો.

બોડાલાલ જુસબથી બહુ ડરી ગયો હતો અને મતલબી દોસ્તદારો હજુ તેને વિષે ડરાવે જતા હતા. તેમ કરવામાં તેમનો એ ઉદ્દેશ હતો કે જો ડરના માર્યે બોડાલાલ મેમણના કરજ માટે જોગવાઈ કરે, તો પોતાના લેણાનો પણ સાથે સાથે વળ નીકળી જાય. આ હેતુ પાર પાડવા માટે તેઓએ બોડાલાલને કહ્યું કે અમે તો જુસબભાઇને સમજાવી સમજાવી થાકયા પણ તે કોઇ રીતે સમજતો નથી. તે તો કહે છે કે મારે દેશમાં જવું છે માટે રૂપીઆ રોકડા જોશે. એ સમાચાર આપવાની સાથે તેઓએ વિશેષમાં જણાવ્યું કે બોડાલાલ આ મેમણ ખરાબ માણસ છે, કરજ પતાવીશ નહીં ત્યાં સુધી તારી જાત જોખમમાં છે; માટે તારી નવી અથવા જુની સ્ત્રીને સમજાવીને કે તને ગમે તે રીતે ઘરાણું કે રૂપીઆ લાવી આ મેમણનું મોઢું બાળ તો બહુ સારૂં. અમને તારી બહુજ ચિન્તા રહે છે." દોસ્તદારોએ સુચવેલા આ રસ્તા માટે વિચાર કરતાં બોડાલાલને જણાયું કે જુની સ્ત્રી પાસે જતાં કાંઇ અર્થ સરસે નહીં કેમકે નવી સ્ત્રીના તથા જેકારના ભયના લીધે મહાલી ઘનકોર ડોસીના

ઘરે આવી રહી ત્યારથી તે આજ સુધી તે તેના ઘરે કદી ગયો નો-
હોતો, જો આ બાબતમાં તેને કાંઇ આશા હોય તો તેમાં તે નવી
સ્રીનીજ હતી અને તેને માટે તે સમય શોધતો હતો.

દૈવયોગે એવામાંજ જેઠાર બેચાર દિવસ માટે તેના પીયર
ગઇ એટલે બોડાલાલને પુરૂષાર્થ કરવાનો ઠીક લાગ આવ્યો; વખત
જોઈ તેણે પોતાની નવી કરીને કહ્યું—

બોડા—નવી ! તું મારા ઉપર ગુસ્સે ન થાય તો હું તને કાંઈક કહું.

શકરી—શું કહેવાના હતા ધુળ ! એ તો હું સમજી ગઇ, કંઇક સટ્ટાની
મોકાંણુ વાળી હશે ?

બોડો—હા ! મેં સટ્ટાનો ધંધો કરવાના સોગાન ખાધા છે, આટલી
ઉપાધીમાંથી છોડાવે તો તારા જેવા ભગવાને નહીં.

સકરી—હું તે કંઇ ડાકણુ છું કે વિના કહે ખબર પડે ! જે હોય
તે ભસી નાંખ્યું.

બોડા—એક મેમણનું ચારસો રૂપિઆનું કરજ થઇ ગયું છે. તે બહુજ
ખરાબ માણસ છે તેનો મને ડર લાગે છે માટે ચાહે તેમ
કરી, તેના દેવામાંથી છુટવાનો ઉપાય કરી આપ—

શકરી—શું ! કોઇ દિવસ રળીને કોથળી સોંપી હતી કે મારી પાસે
રૂપિઆ હોય !

બોડા—તારી પાસે ઘરાણું છે તે આપે તો એ દેવાનો ફેંસલો થઇ
જાય વળી આપણુને કંઇક ફાયદો પણ થાય હું તારા સોગાન
ખાઇને કહું છું કે મહીને બે મહીને તને તારૂં ઘરાણું પાછું
લાવી આપીશ.

શકરી—તમારા દેવામાં હું મારૂં ઘરાણું આપું ?

ખોડા—તું મારૂં તારૂં કોના વચે રાખે છે તું અને હું કંઇ જુદાં છીએ હું રળીશ એ શું બીજા કોઇને આપવા જઇશ !

ગાયન.

( મોહન બંસીવાલા..........એ રાગ )

શકરી—વાહ વાહ સ્વામી નથી કાંઈ ખામી,
સમ વો ભોળી શું જાણી. વાહ૦
મને ઠગવાને ઠગ ઠીક ધારી,
નથી કાચી પોચી હું મુરખ નારી;
ગમાર નાર ધારી ! આવ્યા શું વિચારી ?
એ છે મુડી મારી, નથી કંઈ તમારી,
અવિચારી, શીખ સારી, થઈ હારી, જુગારી. વાહ૦
કદી ભાળીના પાઈની કમાણી,
હું તો તમને આવીને પસ્તાણી,
ફરેબે ફસાણી, લાલચે હું લેવાણી,
રહી નથી અજાણી. સૌ વાત મેં જાણી,
ઠગાણી, અજાણી, ફસાણી, જોયું પાણી. વાહ૦

સમજ્યા ! અરે પાઈ પણ આપવાની નથી. દેવું છે તો ભોગ તમારા ! મેં કયાં કહ્યું હતું કે તમે સટ્ટા કરવા જજો ! હું તો રોજ નાક વાઢતી હતી ! લાગ્યાંએ ભોગવે મારે શું !

ખોડાલાલે શકરી પાસેથી ઘરાણું મેળવવા માટે તેને ઘણી સમજાવી. પરંતુ તેનું કાંઈ વળ્યું નહી મેણાં અને તિરસ્કારે તેનું હૃદય પ્રજાળી નાંખ્યું હતું પરંતુ શું કરે ? સહન કર્યા શિવાય અન્ય માર્ગ

નોહોતો. તરતજ તે ઘરની બહાર આવ્યો, પણ ક્યાં જવું અને હવે શું કરવું તે તેને સુઝયું નહીં. તેનું હૃદય મહાલી પાસે જવા પ્રેરતું હતું, પરંતુ પગ ઉપડતો નોહોતો. જો મહાલી પાસે ગયાની વાત જોરૂકાર ફીંવા શકરીના જાણવામાં આવે તો ઘરમાં રહેવું ભારે પડે તેમ છે, એ વાત તે સારી રીતે સમજતો હતો. બીજી તરફથી જુસંબના કરજનો અંત આવ્યા સિવાય તે નીડર બની શહેરમાં સેલાણી થઇ, હરી ફરી શકે તેમ નોહોતું. ઉભય કષ્ટે તેને એક વાત સુઝતી નોહોતી. બહુ વિચારના અંતે તેણે રાત્રિએ મહાલી પાસે જવાનું નકીકર્યું.

આજે મહાલીની તબીયત જરા ઠીક નહીં હોવાથી વહેલા સુઇ જવાના વિચારમાં તે પથારી કરતી હતી. એવામાં બોડાલાલ ત્યાં આવ્યો અને એક પેટી પડી હતી તેના ઉપર બેસી ગયો. મહાલી બોડાલાલને અત્યારે અચાનક આવેલો જોઇ તાજુબ થઇ ગઇ. કંઈક ભય પણ ઉત્પન્ન થયો. તે કંઇ કંઇ તર્ક કરવા લાગી. પથારી કરવાનું છોડી તે લજ્યા ધરી એક બાજુ ઉભી રહી. બોડાલાલે ડુસકાં ભરવા માંડયાં, ખીસામાંથી રૂમાલ કાઢી તે આસું લોવા લાગ્યો, મહાલીના વિચારોની દિશા બદલાણી, તેણે ધાર્યું કે, “ જરૂર પતિ ભારે આફતવશ થઈ અત્યારે અહીં આવ્યા છે. સ્વામીને રડતા જોઇ સરળ હૃદયની બાળાને દયા આવી, પોતાના સૌભાગ્યના સઘળા અપરાધો આ સમયે વિસરી ગઇ, પવિત્રતાની મૂર્તિના પ્રેમનો પ્રવાહ પતિ તરફ વળ્યો. લજ્યાને અલગ કરી તરતજ તે બોડાલાલ પાસે આવી.

પતિવૃતા ! તારી વિદ્યાને અને તારા ચારિત્રને ધન્ય છે ! તને શિક્ષણ આપનાર તને ઉત્તમ પ્રકારે કેળવનાર અને તને શુદ્ધ આર્યા બનાવનાર તારી ગુરૂ તારામતિને સતકોટી ધન્ય છે ! ! તારા જેવી ગુણવાન ગૃહિણીનું બોડાલાલ જેવા મુર્ખ પતિ સાથે પાનું પડ્યું, તે

બાળલગ્નની ચાલતી પ્રથાનુંજ કર્મ છે, તેનુંજ પરિણામ છે અને તેના માટે તેજ જવાબદાર, તેજ દોષવાન છે.

ભોડાલાલ જે હાથથી આંસુ લોતો હતો તે હાથ પકડી મહાલીએ કહ્યું. "આ શું? તમે શા માટે રૂવો છો? આટલા બધા ગભરાવાનું શું કારણ છે? ઈત્યાદિ ઉપરા ઉપરી પ્રશ્ન કર્યા. તેનો જવાબ ભોડાલાલે રડતાં રડતાંજ આપ્યો.–

ભોડા—તને મોહું દેખાડતાં મને બહુ શર્મ આવે છે! મારા દુઃખની ફરીઆદ હું તારી પાસે કહી શકું એવો સંબંધ મેં રાખ્યો નથી? એકે ઉપાય ન સુજ્યો ત્યારે લાચારીથી તારી પાસે આવ્યો છું.

મહા—વહાલા! શરમાવાનું કાંઇ પ્રયોજન નથી.

ગાયન.

ભલે ભલે (૨) પધાર્યા પ્યારારે,
આજે થઈ આનંદની હેલી.... ....ભલે૦
પ્રેમ વધારી અત્રે પધારી, જન્મ સુધારી કરી આભારી;
જોઈ જોઈ (૨) વદન થાઊં ઘેલીરે........ આજે૦
નાથના નેહ વિણુ નારી કેવી, પ્રાણુ વિનાની કાયા જેવી;
શોભે શોભે (૨) ન વૃક્ષ વિણુ વેલીરે .... આજે૦
નાથ હાથ ગ્રહી કરો સુભાગી, રોષ દોષ પીયુ ભયને ત્યાગી;
રહો રહો (૨) રસિક મન મેલીરે.... ....આજે૦

મહાલીનો પ્રેમ ભાળી ભોડાલાલને હિંમત આવી. તેના હૃદયમાં આશાનાં કિરણો પ્રગટયાં. પત્નિની વિનય વાણીએ તેની નિષ્ઠુરતાનો અત્યારે તો પરાજય કર્યો. મહાલી તરફ તે અત્યારે પૂર્ણપણે સ્નેહ

દર્શાવવા લાગ્યો કે જે સ્નેહ મહાલીએ પ્રથમ કોઇ દિવસ બોડાલાલમાં જોયો નોહોતો તેથી તે તેના સ્નેહમાં અંજાઈ ગઇ, માયાવશ થઇ ગઇ. ભોળા મનની ભામનિએ ભાગ્યદશા હવે પલટાણી એમ માની લીધું. તેણે હસતા વદને બોડાલાલને પુછ્યું.

મહા—વહાલા ! તમે એટલું બધું રડતા હતા શા માટે તેતો કહો ?

મહાલીના આ પ્રશ્નનો ઉત્તર તેણે ઉદાસ વદને આપ્યો.

બોડા—શું કહું ! કહેતાં જીભ ઉપડતી નથી. હિંમત ચાલતી નથી, મને બહુજ ખેદ થાય છે, હું તારો અપરાધિ છું તારા હરેક ઠબકાને પાત્ર છું. પરંતુ—

ગાયન,

દયા દિલ હારા લાવોરે (૨)
બાળકબુદ્ધિ શુદ્ધ વિસારી, કરી સંગ કુસંગ;
છંદે સટ્ટાને ફંદે ફસાવી, લાવ્યા કષ્ટ પ્રસંગ.
વિપત્તિ વહાલી વિતાવોરે.... .... .... ....દયા૦
માતા પણ બની સ્વાર્થ રાગી, ત્યાગી કાઢયો ઘર બહાર;
પ્રેમ નવીનો પૂરો પરખ્યો, કરગરી કહું છું ઉગાર.
નહીં નિરાસ બનાવોરે. .... .... .... ....દયા૦
મૃત્યુ વિના નથી આરો મારો, છે લજ્યા તમ હાથ;
દોષ વિસારો કષ્ટ વિદારો, જાણી દુઃખી દીન નાથ;
મારી લજ્યા નિભાવોરે .... .... .... ....દયા૦

વહાલી મારી લાજ તારા હાથમાં છે, તું મારાપર રોષે ભરાઈશ નહીં. મને ઠપકો દઇશ નહીં. હવે મને પૂરી શિક્ષા વળી છે. સટ્ટાનો વેપાર કરવાના મેં ઘણા દિવસ થયાં કસમ ખાધા છે, પરંતુ પ્રથમનું

જુસબ નામના મેમણ વેપારીનું ચારસો રૂપિયાનું દેવું છે તે મારો જીવ લેવા ઉભો થયો છે. તેના ભયના લીધે હું બહાર નિકળી શકતો નથી, દુનિઆના સ્વાર્થિપણાની આજ મને પૂર્ણ ખાતરી થઇ છે. બા મારો ત્યાગ કરી તેમના પીયર ચાલ્યાં ગયાં છે. નવીને કરગરવા છતાં એક પાઇ સરખી પણ આપી નહીં, ઉલટાં મેણાં માર્યાં, તિરસ્કાર કર્યો. અત્યારે તો મારે ઉપર આસ્માન અને નીચે જમીન છે પહેરવાનાં લુગડાં પણ સગાં નથી. મારે મનથી તો એ સઘળાં મરી ગયાં છે. તેમના ભરમાવાથી ભરમાઇ તારો ત્યાગ કરવામાં મારી મોટી ભૂલ થઈ છે. મને પૂરો પસ્તાવો થાય છે. બસ એક તારી આશા છે તું મોઢેથી ના પાડીદે એટલે પત્યું, અફિણ પીને સુઇ જાઉં અત્યારે મારી જીંદગીનો સઘળો આધાર તારા ઉપર છે.

ખોડાલાલનો સઘળો ઇતિહાસ સાંભળી મહાલીએ ધાર્યું કે, "હવે પતિ ઠેકાણે આવ્યા છે તેમની જીન્દગી પાસે ચારસો રૂપીઆની શું વિસાત છે! નિરાશ કરીશ તો જરૂર મુંઝાએલા છે, તો આપઘાત કરશે, ધર્મ જશે, અને મોઢું કાળું થશે. ગમે તે હો પણ દુઃખી છે, તિરસ્કાર પામેલ છે, નિરાસ થયા છે, દયા ખાવાને પાત્ર છે, એ મારા સ્વામી છે, સૌભાગ્ય છે, સર્વસ્વ છે તેને મારાથી ના કેમ પડાય, નીરાશ કેમ કરાય—કદી છેતરતા હશે, ઠગતા હશે તોપણ શું? મારા તન મન ધનના તે માલીક છે, સ્વામી છે. તેમની આજ્ઞાને આધિન રહેવું એ મારો ધર્મ છે" ઇત્યાદિ વિચારોના પરિણામે તેણે પોતાનાં ઘરાણાં વડે ખોડાલાલને આફતમાંથી બચાવી લેવાનો નિશ્ચય કર્યો. મહાલી પોતાનો નિર્ણય જણાવે તે પહેલાં તો ખોડાલાલે પોતાની વાત આગળ ચલાવી. તું શું વિચાર કરે છે તને મારો ભરૂસો નથી આવતો? હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે મારે તને છોડી ક્યાંય જવું નથી

અને તારૂં ઘરાણું હું તને બે ત્રણ મહિનામાં પાછું લાવી આપીશ. નિશ્ચિંત રહે.

મહા—નાથ! હું કાંઈ ચિન્તા કરતી નથી. તમારા સ્નેહ અને સુખ માટે ઘરાણું તો શું, પણ મારા પ્રાણ સુદ્ધાંતની મને દરકાર નથી. નવીની માફક હું તમને નિરાશ નહીં કરૂં તમારા મનની ગભરામણ, ભય અને ચિન્તાનો ત્યાગ કરો અને જરા શાન્તિથી બેસો. હું તમારે સારૂ ભાખરી ને થોડું શાક તૈયાર કરી નાંખું.

બોડા—હું જમ્યો છું, મારે જમવું નથી; પણ તું મને શું જવાબ આપે છે?

મહા—જવાબ મેં આપ્યો છે, મારી પાસે રોકડા રૂપીઆ નથી. ઘરાણું છે પરંતુ તે ઠેકાણાસર પડયું છે બે ત્રણ દિવસમાં લાવી આપીશ.

બોડા—ભાંગફોડબાને ઘરે હશે? તે તો આ વાત જાણશે તો ચોખી નાજ પાડશે.

મહા—ના. તેમને ત્યાં નથી, નકામી કલ્પનાઓ તજીદો.

બોડા—વાહાલી? માઠું ન લગાડીશ. અત્યારે મારા મનની સ્થિતિ એવી ખરાબ થઈ ગઈ છે કે તેને કોઇ વાતનો ભરૂંસો આવતો નથી તું મારા સોગન ખા તો માન્યામાં આવે.

મહા—તમારા સોગાન ખાતાં મારી જીભ કપાઈ ન જાય, તમે વિશ્વાસ રાખો હું પ્રતિજ્ઞાથી કહું છું કે તમને ચારસો રૂપિઆના દાગીના આપી ઉપાધિમુક્ત કરીશ—જાઓ નિર્ભય રહેજો.

બોડો—કયાં જાઊં? હવે મારે અન્ય કોઈ સ્થાન નથી. હું તો અહીંજ રહીશ.

બોડાલાલનાં છેલ્લાં વાકયો સાંભળી, મહાલી બોલતી અટકી ગઇ તેના મુખ પર લજ્જા અને ઓષ્ટપર સ્મીત આવ્યું, બોડાલાલે તે રાત્રી ત્યાંજ ગુજારી.

મહાલીને ત્યાં બોડાલાલ આવ્યો છે એ વાત ગંગા તથા ધનકોર ડોસી જાણતાં હતાં, તેઓ તે સારૂ જુદી જુદી કલ્પના કરતાં હતાં બીજે દિવસે મહાલીએ ગંગાને સઘળી વાત કહી સંભળાવી ગંગા વણિક પુત્રી હતી. તે મહાલીના જેવી તદ્દન ભોળી કે-પ્રેમાંધ નોહોતી તેથી તે તરત મહાલીની વાતમાં સંમત થઈ નહીં અને બોલી.

ગાયનો.

(અલી જોજે મનાતી ભોળી મેના—એ રાગ.)

ગંગા-બેની રખે લાલચે તું લેવાતી;
સમજાવી તજસે, ખોટું તને મુખ બોલી.
બેની રખે ભરમાતી થાતી ભોળીરે....સમ૦
અતુલ સ્નેહને દાખવે મતલબી મતલબ સારવા,
વીમુખ થાયે ગરજ ટળતાં સ્વાર્થી એ ધારવા.
પ્રેમ પુરો પારખી અલી રહેજે સ્વામી સાથમાં,
છે નારીનો અવતાર લાગે દોષ સહેજે વાતમાં-બેની૦

મહાલી! તું બહુ ભોળી છે સટ્ટોડીઆ અને જુગારીઆના સોગાન ઉપર શું ભરૂંસો? પંડે માવડીઓ છે અને ઘરનું એક પણ માણસ સારૂં નથી એટલે ઘરાણું આપવાનું કહેતાં મારૂં હૃદય ડરે છે. થોડા દિવસ જોતો ખરી, વખતે ઘરાણું લઈ જઇ ભીખ માગતી ન કરે.

મહા—મારા મનને પણ ઘટ વધ થાય છે શું કરૂં એ તો કહે છે કે મારાથી તે વિના બહાર નીકળાય તેમ નથી. બંને રીતે ભોગ છે. મુંઝાણા છે અને કદી મરે તો જગત્ કહેશે કે બાઇડીએ સગી ન થઇ. રાંડે ધણીથી ઘરાણું વહાલું કર્યું. ગંગા બા! કયાંક ભૂંડું કરે તો મારૂં મોઢુ કાળું થાય અને મારા મા બાપની

આબરૂ જાય, બઇ ક્યાંય ઘરાણું લઈ જઇને નહીં આવે તો હતું શું અને ગયું શું ? મને તો એમની બહુજ દયા આવે છે.

મહાલીએ આપેલા કારણોએ ગંગાના મનને ડગાવ્યું. જગત ઝીતી શકાતું નથી એ વાત તેને સત્ય ભાસી છેવટે તે ઘરાણું આપવાની વાતમાં સમંત થઈ મહાલીનુ ઘરાણું ગંગાના ઘરેજ હતું પરંતુ 'મંગળદાસ ડાકોર ગયા હતા એટલે આજને આજ તે મળી શકે તેમ નોહોતું. બીજે દીવસે સાંજે મંગળદાસ આવ્યા. ગંગાએ મહાલીના કહેવા પ્રમાણે ઘરાણું કઢાવી આપ્યું. તે લઇ મહાલી બોડાલાલ પાસે આવી, ઘરાણું જોતાંજ બોડાલાલ અંતરમાં ખુશ થઇ ગયો, તેની વ્યવસ્થા માટે અલ્પ સમયમાં તો તેણે કંઇ કંઈ ઘાટ ઘડી નાંખ્યા. મહાલી પાસેથી ઘરાણું લઈ બોડાલાલ બહાર જવા તૈયાર થયો એટલે તે બોલી—

મહા—જુઓ ! મેં તમારાથી ઘરાણું વહાલું કર્યું નથી. પણ અત્યારે મારે તમને એટલુંજ કહેવાનું છે કે જ્યાં સુધી છકાલાલ જેવા હરામી અને નાદાન માણસની સોબતનો ત્યાગ નહીં કરો ત્યાં સુધી તમને સુખ શાન્તિ નહીં આવે માટે તેનાથી ચેતિને ચાલજો નહીતો પ્રતિદિન વધુને વધુજ ખરાબી થશે.

બોડા—તું કહે છે તે વાતની તો મેં મારા મનથી ક્યારનીએ ગાંઠ પાડી છે હવે જે માર્ગે જવું નહીં તે માર્ગનું નામજ શા માટે લેવું?

મહા—બસ આવી રીતે પ્રથમથીજ મારૂં કહ્યું કર્યું હોત, તો આપણા દિવસો કેવા સુખમાં જાત.

બોડા—ગઈ તથ તો બ્રામણે વાંચતા નથી, જાગ્યા ત્યાંથી સવાર. માણસ ઠોકરો ખાય છે ત્યારે ઠેકાણે પડે છે. પણ જો આ વાત

કોઇના જાણવામાં ન આવે. હું તારા ઘરાણાનું ઠેકાણું પાડી
દઇશ તું તે વાતનો ડર ન રાખીશ.

મહા—મને તે વાતનો ડર કે ચિન્તા નથી પરંતુ—

ગાયન.

( થઈ પ્રેમવશ...એ રાગ )

દઈ કોલ કંથ ન છળશો.
વહાલા વેગે વ્હેલા વળશો રે..... દઈ૦
જો જો સ્વામી વિસરતા દાસી, પ્યાસી પ્રેમ ચકોરી
સિધાવો છો ચિત્તને ચોરી, મન માન્યાં વચને પળશોરે દઈ૦

ભોડા—રાખો ભરંસો ભામનિ હૃદયે તુજ ગુણ કેમ વિસારૂં,
તું સર્વસ્વ છે હવે મારૂં, મારા સમ ના તમે વ્હેમ ધરશોરે.
દઈ૦

માહા—નાથ જોજો દુનિઆને વાતો કરવાનું કે લોકોને મેણા મારવાનું કારણ ન બને.

"બહુ સારૂં" કહી ઘરાણું લઇ ભોડાલાલ ઘરની બહાર આવ્યો. મહાલી પાસેથી તેણે ચારસો રૂપિઆના દાગીના જુસબનું કરજ ચુકાવવા માટે લીધા પણ તે કરજ ચુકાવવામાં તેટલી કીમતના દાગીનાની જરૂર નોહોતી. વધારાની રકમ તેણે વહેપાર કરવાના ઉદ્દેશથી મેળવી હતી. છક્કાલાલની સોબત નહિં કરવા માટે મહાલીએ તેને પાકી ભલામણ કરવા છતાં તે સીધો સટ્ટાબજારમાં જઇ છક્કાલાલને મળ્યો, કેમકે છક્કાલાલના પરિચયમાંજ તેને આનંદ આવતો હતો. વળી જુસબના કરજનો નિકાલ કરવાની બાજી પણ તેજ દોસ્તદારના સ્વાધિનમાં હતી. બંને જણે મળી સાકરલાલ નામના વેપારીને ત્યાંથી

ભોડાલાલના નામથી દાગીના ઉપર સાડા ત્રણસો રૂપિઆ ઉપાડયા, તેથી વધારે રકમની તેમણે માગણી કરવા છતાં સાકરલાલે આપી નહિં. રૂપિઆ મળ્યા પછી છક્કાલાલે તરતજ સો રૂપિઆમાં જુસબના કરજનો નિકાલ કરી દીધો, કેમકે જુંસબને છક્કાલાલની સહાયતાથીજ તેટલી રકમ મળી હતી. જુસબે ભોડોલાલને છક્કાલાલના કહેવાથીજ ડરાવ્યો હતો, અને છેવટે સટ્ટાના નુકસાનની ગએલી રકમ છક્કાલાલે જુસબને અપાવવાથી તે ખુશી થયો. તે સાથે ભોડાલાલને પણ જુસબના કરજનો પોણા બસો રૂપિઆમાં નિકાલ કરી પોણો સો રૂપિઆનો ફાયદો કરી આપી દોસ્તીનો હક્ક પોતે બરાબર સાચવ્યો છે એમ સમજાવ્યું. હૈયાફુટયા ભોડાલાલે દગાબાજ દોસ્તની તસ્દી માટે ઉપકાર માન્યો, પણ મૂર્ખ સમજયો નહિં કે જુસબનું જે કરજ આપવું પડયું, તે છક્કાલાલની દગલબાજીનુંજ પરિણામ હતું, એટલુંજ નહિં પણ નિકાલમાંથી પણ તે પોણો સો રૂપિઆની રકમ ઉપાડી ગયો. ત્યાર પછી છક્કાલાલે ભોડાલાલ પાસે વિહારી વગેરેનાં કરજ ચુકવાવ્યાં અને પોતાનું જે લેણું હતું તે પણ પુરૂં વસુલ કરી લીધું. આ પ્રમાણે સઘળાં કરજ ચુકવતાં ભોડાલાલ પાસે પોણોસો રૂપિઆ બચ્યા, તે તેણે વેપાર સારૂ પોતાની પાસે રાખ્યા.

શકરી સાથે ભોડાલાલ રીસાઇને ચાલ્યો આવ્યો. તે વાતને ત્રણ ચાર દિવસ વીતવા છતાં પાછો ઘરે ન આવ્યો ત્યારે શકરીએ પાકેપાયે અટકળ કરી હતી કે જરૂર તે રીસાઇને માહાલીના ઘરે ગયા હશે, છતાં તે નીડર હતી. તેને ખાતરી હતી કે જેકાર ઘરે આવ્યા પછી એક પળ પણ માહાલીના ત્યાં તે ટકી શકનાર નથી, અથવા જેકાર તેને ટકવા દેનાર નથી. તોપણ તે તેની હમેશાં રાહ જોતી. સટ્ટા બજારમાંથી છુટયો તેવોજ ભોડાલાલ પોતાના ઘરે આવ્યો, રાત

જવાથી શકરી આશા તજી ઘરના કમાડ બંધ કરી સુઇ ગઇ હતી. બોડાલાલે સાંકળ ઠોકી કમાડ ઉઘડાવ્યું. જેવો તે ઘરમાં પેઠો તેવોજ શકરીએ તેને વધાવી લીધો.

ગીતિ.

કહો હતા કયાં સાચું, આંખો થાકી વાટ નિહાળીને;
"ભુંડી"નું મુખ ટાળી, ગયા પછી આવ્યા શું ભાળીને.

બોડાલાલે શકરીને કાંઇ જવાબ આપ્યો નહિં ને સીધો મેઢા ઉપર ચઢી ગયો. શકરી પણ ઘરના કમાડ બંધ કરી ઉપર આવી અને બોડલાલને ધમકાવા લાગી.

શકરી—તમે ચાર દિવસથી કયાં ઘલાઇ રહ્યા હતા, તેની મને કયારની ખબર પડી ગઇ છે. તમે વાત છાંની રાખો છો પણ તમારૂં ચોરટું મોઢું કહી આપે છે કે તમે કયાં હતા.

બોડા—જ્યાં હતા ત્યાં હતા. તારે મારી શું ગરજ છે?

શકરી—જે ગરજ રાખતી હોય તેના ઘરે રહેવું હતું? હું ભુંડી છું તો પડી રહી. બાને ઘરે આવવા દો પછી તમારી વાત છે! તમારાં એકે એક તોફાન હવે હું કીધા વિના રહેનારી નથી. જો તમારે મારો ખપ નથી તો કોળીઆ ધાન વાસ્તે મારે તમારા ઘરમાં પડી રહીને શું કરવું છે? મારા બાપના ઘરે કાંઇ ધાનનો કાળ પડયો નથી.

બાનું નામ સાંભળી બોડાલાલનું મુખ વિશેષ લેવાણું. તે શકમંદ બની ગયો. શું આને ખબર પડી ગઈ હશે? કોણે કહ્યું હશે? કેવી રીતે જાણ્યું? ઈત્યાદિ વિચારો આવવાની સાથે તેને એવા પણ વિચારો આવવા લાગ્યા કે જો ડોશીને આ વાતની ખબર પડી, તો દેવતા જોવા મળે એવો ઘરમાં કલેશ થશે; અને શોકયની દાઝે આ

સંડે બળેતામાં થી હોમશે. કદી બંને જણાં એક બાજુ થશે તો જરૂર આપણે ઘરમાં રહેવું ભારે થઇ પડશે, વગેરે ભયના કારણેજ સલામતી ભરેલો માર્ગ શોધવા લાગ્યો, કેમકે બોડાલાલ તદ્દન માવડીઓ હતો, ઉપરાંત આટલી ઉમર થવા છતાં હજુ તે કાંઇ કમાતો નોહોતો. કમાવાની વાતતો બાજુ ઉપર રહી, પણ ઉલટી તેણે સટ્ટાના વેપારમાં દુકાનની મીલ્કત ગુમાવી હતી, અને જેઠારે તે સારૂ એક વખત તેને ખુબ ધમકાવી પુનઃ સટ્ટા નહિં કરવા માટે સોગન ખવરાવ્યા હતા. છતાં તેને પડેલા કુચ્છંદ જતા નોહોતા. વળી ઘર ખર્ચનો આધાર જેઠાર ઉપર હોવાથી તે તેનાથી બહુ ડરતો, અને તે નારાજ ન થાય તે સારૂં બનતી કાળજી રાખતો. શકરીએ જ્યારે તેનેતે ભય ખડો કર્યો ત્યારે ઉપરોક્ત કારણોએ તેણે સઘળી વાત ઉડાવી દેવાનું ધાર્યું, અને શકરી સાથે નહિં બોલવાનો નિશ્ચય ફેરવી તેના મનનું સમાધાન કરવાનો યત્ન કરવા લાગ્યો.

બોડા—કોણ કહે છે કે હું એના ઘરે હતો?

શકરી—હું, હું, હું!

બોડો—તદ્દન જુઠું, બીલકુલ ખોટું! ઉલટી અવળો શા સારૂ બાંધી લે છે! તારા સમ કે બાના સમ! હું તો પૈસાનો સવડ કરવા માટે બહાર ગામ મારા દોસ્તદારને ત્યાં ગયો હતો ત્યાંથી અત્યારે ગાડીમાં આવ્યો. મેં સઘળો વેત ઉતાર્યો છે. મારે તારા ઘરાણાનો ખપ નથી માટે નાહક બાને ભરમાવી મારીશ નહિં.

શકરી—જુઠા ક્યાંય ઝલાતા હશે? ભોગ તમારા! મારે શું? તમારે પાલવે ત્યાં રખડોને!

શકરી બોડાલાલ પાસેથી વાત કઢાવવાના યત્નમાં નિષ્ફળ થઈ, પરંતુ તેણે એક લાભ એ મેળવ્યો કે પતિ કાંઇ પણ પરિશ્રમ કર્યા સિવાય આપો આપ મનાઇ ગયો.

ઓડાલાલની ઇચ્છા ઉપરોક્ત વાત મહાલીને જણાવી દેવાની હતી પરંતુ કિસ્મત યોગે બીજેજ દિવસે જેકોર આવી પહોંચી, એટલે ઓડાલાલને મનની મનમાં રહી ગઈ.

આ વાતને થોડા દિવસો ગયા નહીં તેટલામાં તો સકરીએ સ્ત્રીસ્વભાવને અનુસરી પ્રસંગોપાત ઓડાલાલે પોતાની પાસે સટ્ટાનું કરજ ચુકવવા સારૂ ઘરાણુ માગ્યું હતું તે અને ત્યાર પછી તેઓ ત્રણ ચાર દિવસ તેનાથી રીશાઇ ગયા હતા તે વગેરે હકીકત તેણે પતિની આજ્ઞાનો અનાદર કરી સાસુને કહી દીધી, વહુની વાત સાંભળી જેકોર ઓડાલાલ ઉપર ખીજવાણી તેના સમાધાન અર્થે ઓડાલાલે માતા પાસે સોગાન ખાઈ કહ્યું કે જે કરજ હતું તે સટ્ટાનો વેપાર નહીં કરવાના કસમ ખાધા, તે પહેલાનું અને તે ચુકાવવા સારૂ તેણે બહાર ગામના સ્નેહીનું જે કરજ કર્યું હતું તે પણ ઉઘરાણીથી વાળી આપવામાં આવ્યું છે શિવાય તેની કાંઇ વાત સાચી નથી" આ પ્રમાણે પ્રતિજ્ઞાના આધારે ઓડાલાલે કરેલો ખુલાસો જેકોરે સાચો માન્યો અને શકરીના મનનું સમાધાન કર્યું.

મહાલી પાસેથી ઓડાલાલ ઘરાણું લઈ ગયાને જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ મહાલી તેના સંબંધે વિશેશ નિરાશ થવા લાગી. હમેશાં તે ઓડાલાલની રાહ જોતી કવચિત તેને ઓડાલાલના આવવાના ભણકારા વાગતા—કદી તે વિચારમાંને વિચારમાં અંતરમુખ થતી અને ઓડાલાલને પ્રત્યક્ષ નિહાળી તેણે કરેલા વચનભંગ તથા વિશ્વાસઘાત માટે ઠપકો આપતી અને વિચાર મુક્ત થતાં નિશ્વાસ નાંખી પ્રશ્ચાતાપ કરતી.

આમને આમ દિવસો પર દિવસો જવા લાગ્યા પણ ઓડાલાલ ન આવ્યો તે નજ આવ્યો ઓડાલાલ મહાલી પાસેથી ઘરાણુ લઇ ગયો તે પહેલાં તેના મુખ ઉપર જે શાંન્તિ પથરાએલી દેખાતી હતી તે ત્યાર પછી ગંગાએ કોઇ વખત મહાલીના મુખ ઉપર નિહાળી નહીં મહાલી હમેશાં ફીકરમંદ ઉદાસ રહેતી હતી. અને તેને સારૂ

ગંગા તેને વખતો વખત દીલાસા આપી સમજાવતી. પણ તેની અસર લાંબો સમય ટકતી નહિ. એક વખત તેને અતિ પ્રશ્ચાતાપ કરતી જોઇ ગંગા ગુસ્સે થઇ અને કહેવા લાગી.

ગંગા—અલી ? મેં તને પ્રથમથીજ કહ્યું હતું કે તું એ જુગારીઆનો ભરૂંશો કરીશ નહીં તે વખતે તો મારૂં કહ્યું ન કર્યું અને હવે એક પળ પણ આંખમાંથી આંસુ સુકવતી નથી. કેમ પ્રત્યક્ષ કર્યું કે, દુર્જનો કેટલા સ્વાર્થી અને વિશ્વાસઘાતી હોય છે ?

મહા—હા બા તમે કહેતાં હતાં તે હું સઘળું સમજતી હતી પણ લાજે લેવાણી તે વખતે તમેજ નજરે જોયું હોત તો તમને પણ દયા આવ્યા વિના ન રહેત વળી તે મરશે એવી પણ મને બીક લાગી.

ગંગા—તને ખબર નથી કે "ધુત્તા હોય સલક્ષણા" પણ તેની કાંઇ વાત સત્ય માનવી નહીં જોઇએ. મહાલી આવા ચાંડાળ જેવા માણસોના ઘરમાં છોડી નાંખતાં તમારાં માબાપ કંઈ વિચાર નહીં કરતાં હોય. તારા બાપે શું જોઇને આ ઘર પસંદ કર્યું હશે.

મહા—અરે ! અમારા ધોડીઆના પરણેતરમાં ઘર વર શું જોવાય. બાપ-દાદાએ માન્યા એ કુળવાન ! અમારામાં શું તમારી પેઠે મોટી ઉંમરમાં પરણેતર થાય છે કે બધો તપાસ કરી શકાય.

ગંગા—બળ્યો તમારો રિવાજ ! મને તો મુદ્દલ ગમ્યો નહિ. મહાલી હવે બળાપો પડયો મુક, થવાનું હતું તે થઈ ગયું. મને વ્ય-વહારની આવી કુથલી મુદ્દલ ગમતી નથી, પરંતુ તારા પ્રેમ અને શીલે મને તદ્દન આધીન બનાવી છે. તારી બેચેની જોઈ મારૂં કાળજું કપાઈ જાય છે, તારા મનનો ખેદ ટાળવા સારૂ મારાથી બનતું કરવા હું તૈયાર છું.

મહા—મને બીજી કાંઇ ઇચ્છા નથી. તમે એક વખત તેમને મળી એ વચન કહો, સમજાવો, શરમાવો.

ગંગા—અલી હજી તું એ નફ્ટની આશા નથી મુકતી નિર્લજ

તે લાજતા હશે ? નિષ્ઠુર હૃદયના મનાવ્યા માનતા હશે.

મહા—તમે એક વખત કહી જુઓ પછી જેવાં મારાં નશીબ.

એટલું કહેવાની સાથે તેણે ઉંડો નિસાસો નાંખ્યો આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. ગંગા તેની અંતર પીડાને કંઇક સમજી હતી. મહાલીને શ્રીમંત છે એવો તેને શક પડયો હતો. તેથી મહાલીની માગણી સ્વિકારવાની તેને સંપૂર્ણ જરૂર જણાણી. તે બોડાલાલને મળવા અને સમજાવી એક વખત તેની પાસે લઈ આવવા કબુલ થઈ. એટલે મહાલીને પુનઃ આશા બંધાણી અને કંઈકિ દિલાસો પણ મળ્યો.

ગંગા હંમેશાં બોડાલાલને મળવાનું ધ્યાન રાખતી હતી. પણ તે નજરે થતો નહોતો. તેથી તેણે તેના માટે પૂછગાછ કરી તો તે વીસ પચીસ દીવસ થયાં ઘરમાં તકરાર કરી બહારગામ ચાલ્યો ગયો છે, એવા ખબર મળ્યા. ઉક્ત સમાચાર તેણે રાત્રીએ મહાલીને કહ્યા. તે સાંભળતાંજ મહાલીના મુખમાંથી એવા શબ્દો નીકળી ગયા કે, "હાય !"

દૈવ હવે શું થશે ! લાજ કેવી રીતે રહેશે ! તે શબ્દો શ્રવણ થતાંજ ગંગાની પડેલ શંકા સત્ય ભાસી. તેના પેટમાં ધ્રાસકો પડયો અને મહાલીને શ્રીમંત હોવાથી હવે તેને સંપૂર્ણ ખાતરી થઈ. મહાલીને કેવી રીતે દિલાસો આપવો તેના વિચારમાં તે ગુંચવાઈ ગઈ. દુઃખી બાળાની આંખમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ ચાલતો હતો, તે જોવા છતાં ગંગા કાંઇ બોલી શકતી નહોતી. થોડી વારે મહાલી રડતાં રડતાં બોલી. 'ગંગાબા ! ગજબ થયો મારૂં મૃત્યુ આવ્યું ! વિનાશને વશ થવાથીજ મારી બુદ્ધિ જડવત્ થઇ ગઇ. અને તે સમયે તમારી શિખામણનો અનાદર કર્યો. જરૂર હું કાળના પાશમાં સપડાઇ છું.

ગંગા—ભાભી ધીરજ રાખો ! તદ્દન નરમ હૃદયના કેમ થાઓ છો ? આમાં આટલો કલ્પાંત કરવાનું શું પ્રયોજન છે ?

મહા—અરેરે બ્હેન ! મ્હારૂં હૃદય ધડકે છે. ઘરનાં માણુસોને તો તમે જાણો છો. જેનો આધાર હતો, આશા હતી, તેતો સંકટ સમુ-

દમાં ગોથાં ખાતી અહીં છોડી ચાલ્યા ગયા. હાય! હવે હું શું કરૂં, ક્યાં જાઉં, કોને કહું.

ગંગા—મહાલી! મહાલી! તું રડ નહિ, સઘળું ઠીક થશે. કોઇને કાંઇ કહેવાની જરૂર નથી. માને હું વાત કરીશ. તે કાલે જરૂર જેકોર કાકીને બોલાવી ખબર આપશે. ઇશ્વરે સારો દીવસ દેખાડ્યો છે. એટલે હવે તમારાં કષ્ટનો અંત આવી જશે.

મહાલીને ગંગાએ ખુબ સમજાવી, ધીરજ આપી, હીંમતમાં આણી, મેઢી ઉપર મોકલી. તદપિ તેનું હૃદય ભયમુક્ત થયું નહોતું.

જેકોરનો નીચ સ્વભાવ અને મહાલી પ્રત્યેના દ્વેષને, તે પૂર્ણ પીછાનતી હતી તે તેને યાદ આવતાં તેનું ગાત્ર કંપી ઉઠયું. તેના પોતાના ઘરને દોષિત થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો એમ વિચાર આવતાં તો તે ત્રાસી ગઇ; શિથિલ થઇ ગઇ.

મનુષ્ય બુદ્ધિ હારી જાય તેવી દૈવ્યની આ ઘટના પર આશ્ચર્યચકિત થઈ ગંગાસ્વરૂપ ગંગા જગન્નિયંતાની ઇચ્છા ઉપર પરિણામનો આધાર રાખી એનીએ ચિંતામાં પથારીવશ થઇ.

મહાલી મેઢા ઉપર ગઇ પણ તેને નિંદ્રા આવી નહિં. જરા તંદ્રાને આધિન થતાં ભયાનક સ્વપ્ન આવ્યું, તેને બોડાલાલ સળગતી ચિતામાં ફેંકી દેતો હોય એવું દેખાણું, તેથી તે ભયભિત થઇ ઉઠી અને પથારીમાં બેઠી તો પળમાં જેકોર, પળમાં શકરી અને પળમાં બોડાલાલનાં સ્વરૂપ અને ચેષ્ટાઓ કરતાં તેની નજર સમીપ તરવરતાં નિરખ્યાં. તેને ડરાવા લાગ્યાં. આ દ્રશ્ય જોઈ મહાલી પ્રસ્વેદથી ભિંજાઈ ગઈ અને ગભરાટમાં બોલવા લાગી. અરેરે! મને આ શું થાય છે! મને કેમ ચેન પડતું નથી? હરિ હરિ! કાલ મારૂં શું થશે? સ્વામીની ગેરહાજરીમાં સાસુને મારી સત્યતાની પ્રતિતિ કેમ આવશે? અરેરે! તે દિવસે એ ક્યાં ઘરે હતાં? ત્યારે મારી સત્યતાનો સાક્ષી કોણ? ગંગાબા, ધનંકોરમા! પણ તે બિચારા તો હું નિરભાગી માટે સાસુની અરૂચિને પાત્ર થયા છે. તેમનું બોલ્યું તે કેમ સાંભળશે?

ત્યારે હવે મારો બેલી કોણ? માત્ર એક શ્રી હરિ! સર્વના અંતર્યામી ઇશ્વર, હે નાથ હવે તો:–

ગાયન.

(આનંદે છલકે આંસુરે–એ રાગ.)

વિઠ્ઠલજી વેગે ધાજોરે દાસીની વા'રે,
ત્રીકમજી તારા વિનારે, મને કોણ તારે      વિઠ્ઠલજી૦
ભરદરિએ નાવ મ્હારૂં; તે ડુબવા બેઠું;
એ જાશે તળીએ હેઠું રે, કોણ ઉગારે      વિઠ્ઠલજી૦
પંચાળી વારે ધાતાં, વિલંબ કયારે કીધો?
ગજરાજ ઉગારી લીધો રે, શું તું વિચારે      વિઠ્ઠલજી૦
શામળીઆ તારારાણી, હતી આરોપે ઘેરાણી;
પણ સતી નતી ડુભાણીરે, આમાં શું ભારે.      વિઠ્ઠલજી૦
માયામાં ગોથાં ખાધાં, મેં સુખને સારૂ;
હવે તેં શું ધાર્યું મ્હારૂંરે, શર્ણે હું તારે.      વિઠ્ઠલજી૦
નથી નાથ કાંઈ દાવો, કોઇ પેરે લાજ નિભાવો;
હરિ બિરદ વિચારી આવોરે, દાસીની વારે.      વિઠ્ઠલજી૦

હે વિશ્વનાથ! કૃપા કરો. હું નિરાધાર છું, નિર્દોષ છું. દીન છું, મને આ સંકટમાંથી બહાર કાઢજો, તારજો, ઉગારજો, પ્રભુ! આ નિર્ભાગીના દોષ સામી દ્રષ્ટિ ન કરશો. રાંકડીની રાડ સાંભળી સત્વર આવજો. મહાકષ્ટમાંથી બચાવજો. બસ! આ કિંકરીને હવે તારૂંજ શરણ, તારોજ આધાર અને તારોજ આશ્રય છે. હું હાથ જોડી ખોળો પાથરી માત્ર એટલીજ ભિક્ષા માગું છું કે મારી સાસુને સુમતિ આપજો મારી લજ્યા નિભાવજો.

આમ પ્રભુ સ્મરણમાં અને તર્ક વિતર્કમાં તેણે રાત્રિ વિતાવી નાંખી.

સવારે ગંગાએ ધનકોર ડોસીને સજળ નેત્રે મહાલીની કરૂણાજનક સ્થિતિ કહી સંભળાવી. ધનકોર ડોસીએ પળવાર વિચાર કરી ગંગાને કહ્યું, "જા તું જેકોરને મારી પાસે બોલાવી લાવ" ગંગા તરતજ ઉઠી, જેકોરના ઘરે ગઈ પણ જેકોર તે વખતે ઘરે નોહોતી, તેથી જ્યારે ઘરે આવે ત્યારે પોતાને ત્યાં મોકલવાનું શકરીને કહી તે પાછી આવી અને ધનકોર ડોસીને કહ્યું કે જેકોર કાકી ઘરે નથી, બહાર ગયાં છે. તે આવે એટલે તમારી પાસે મોકલવાનું શકરીભાભીને કહી આવીછું, એમ જવાબ આપી ગંગા કામે વળગી.

બપોર પછી ધનકોર, ગંગા અને મહાલી બેઠાં હતાં. ધનકોરડોસી મહાલીને દિલાસા આપી નિશ્ચિંત રહેવા સમજાવતી હતી, એટલામાં જેકોર ધનકોર ડોસી પાસે આવી. મહાલીને જોતાંજ તેના મુખ ઉપર ક્રોધ ચડી આવ્યો. તેણે રક્તમુખે મહાલી સામા ડોળા કાઢ્યા. મહાલીનું હૃદય ધડકવા લાગ્યું. સાસુની મર્યાદા ધરી તે ત્યાંથી ઉઠી, દૂર જઈ બેઠી. તે જોઈ જેકોર બોલી.

જેકોર—ધનકોરમા જુઓ! હું આવી એટલે કુબજા લાજ કાઢી કોરે જઇ બેઠી, એને તો મારૂં મોંઢુંએ જોવું ગમતું નથી. કહો મા આ બાઈડીને જોતાં બળતરા થાય કે નહિ?

ધનકોર-જેકોર! તું ઉંધો અર્થ શા સારૂં કરે છે? જો વહુ તારી એટલી પણ આમન્યા ન રાખેતો પછી એ ડાહી શાની?

જેકોર—બઇ! મેં એને આખી ઉંમર કેળવી છે. ભર્યાપિયરનાંને અમળાટનો પાર નથી.

ધનકોર—જેકોર! તારો આવો આકળો સ્વભાવ તે ક્યાં સુધી રહેશે? બેસ, તને કંઇક વાત કરવા બોલાવી છે.

"શું કહેવું છે" એમ જવાબ દઈ જેકોર ધનકોરડોસી પાસે બેઠી, પણ તે ક્ષણે ક્ષણે મહાલી સામા તીરના સમાન કટાક્ષ ફેંકતી હતી. ગંગા તેનો મનોભાવ જાણવાસારૂ વખતોવખત તેની મુખમુદ્રા તપાસતી હતી. ધનકોર ડોસી બોલ્યાં—

જેકોર, સાંભળ! દીકરાની વહુ તો આપણું છોકરૂં ગણાય. તેના ઉપર સરાને ધરા રીશ ન રખાય, છોરૂં કછોરૂં થાય પણ કંઈ માવતર કમાવતર થતાં હશે? હોય, વખતે રીસાઈએ ખરાં અને મનાઈએ ખરાં, પણ કોઈ વાત ગાંઠે બાંધી ના ફરીએ, સમજી! જો ભગવાને વહુને સારો દિવસ દેખાડયો છે તો હવે ઘરે લઇજા અને તેની તબિયતની બરાબર સંભાળ લે.

ધનકોર ડોસીના મુખમાંથી નીકળેલું પાછલું વાકય સાંભળી જેકોર ચમકી, તાજુબ થઈ વિચારમાં પડી ગઈ અને બોલી.

જેકોર—હેં હેં હેં મા! આ શું કહો છો? આ શો ગજબ? જોયું રાંડે અંતે અમારૂં ઘર ગધાડે ચડાવ્યું.

ગંગા—જેકોર કાકી, પુરી વાત સાંભળ્યા વિના ઉતાવળાં શું થઇ જાઓ છો?

ધનકોર—તું કાંઇ ઊંધાચિતા વિચાર કરીશ નહિં. બોડીઆને સટ્ટાના વેપારમાં દેવું થઇ ગયું હતું તેથી વહુ પાસે આવ્યો, ત્રણ ચાર દિવસ રહ્યો અને ઘરાણું લઈ ગયો.

જેકોર—બોડીઓ તો મારા સોગાન ખાઇને કહેતો હતો કે પરગામના ભાઇબંધ પાસેથી રૂપિઆ લઇ આવી દેવું આપ્યું. તમે આ શું કહો છો? તદ્દન ખોટી વાત છે. કભારજા મારા છોકરાને માથે ખોટું આળ ઓઢાડે છે. ઘરાણું શું? બોડીઓ શું? ધનકોર મા, આવી વાતમાં આ કાળમોઢીનું ઉપરાણું લેતાં કાંઈ વિચાર નથી આવતો?

ગંગા—રાખો રાખો કાકી! જેમ આવે તેમ શું બોલ બોલ કરો છો? અમે કહીએ છીએ તે શું ખોટું કહીએ છીએ? તમારા મોઢા આગળ ખડ વાઢીએ છીએ?

જેકોર—હા હા, ખોટું, ખોટું ખોટું. હજારવાર ખોટું આપણે તો આ કાને હાથ છે. એ જાણે ને એનો ધણી જાણે.

એટલું કહી જેકોર ઉઠવાની તૈયારી કરવા લાગી. જેકોરની મુર્ખાઇ, વહુ ઉપરની ઇર્ષા અને દ્વેશ જોઇ ગંગા અને ધનકોર તો

છકજ થઇ ગયાં. જેકોરના મુખમાંથી નીકળતા દરેક શબ્દો મહાલીને તિક્ષ્ણ બાણ પ્રહાર સમાન પીડા કરતા હતા. તે ઉપરા ઉપરી નિઃશ્વાસ નાંખતી હતી, અશ્રુપ્રવાહ તો ચાલુજ હતો, તેની અત્યારની મનોવ્યથા અકથ્ય હતી, તેના આખા શરીરમાંનો દાવાનળ સળગતો હતો. તે ભ્રમિત જેવી થઇ હતી. સાસુને ઉઠતાં જોઇ સત્યતાની ખાતર તેનાથી બોલ્યા વિના રહેવાયું નહિં.

મહા—ઓ જનની વસુંધરા પૃથ્વી માતા ! આ તારી અભાગણી પુત્રીને માર્ગ આપી તારા પેટમાં સમાવી દે. યમરાજ ! આવો આવો ! તમારી વિક્રાળ દાઢો વચ્ચે કચરી મારૂં ચૂર્ણ કરી નાંખો. વરૂણદેવ ! મને અંહિથી ઉપાડી લઈ અગાધ મહાસાગરમાં ફેંકી દો. ઓ અગ્નિદેવ ! પૃથ્વીને કેવળ ભાર આપનાર આ શરીર પ્રજાળી ભસ્મીભૂત કરી નાંખો, કે જેથી લજ્જાયુક્ત શ્યામમુખ બનાવનારા શબ્દો સાંભળવા નપડે. હાય ! અંતે આ દિવસ આવ્યો, આ સ્થિતિ થઈ, શું જગતમાંથી દેવતાઓનું દૈવત ગયું ? સત્યની સત્તા તદ્દન લોપાઈ ગઇ, નષ્ટ થઇ ગઈ ? શું શિયળના પ્રતાપનો અને ધર્મના પંથનો અંત આવ્યો ? ખચિત કળિયુગમાં મનુષ્ય પોતાના પ્રારબ્ધને આધિન છે. એટલું કહી મહાલી પોતાની જગ્યાએથી ઉઠી. જેકોરની પાસે આવી તેના પગમાં પડી, રડતી રડતી બોલવા લાગી.

“બા ! બા ! છેક નિર્દય ન થાઓ. આમ ગજબ ન ગુજારો. મેં તમારો એવો શું અપરાધ કર્યો છે કે મને જગતમાંથી બેસતી ટાળી દેવા તૈયાર થયાં છો ? હું તમારૂં બાળ છું, નિર્દોષ છું. તમારે પગે પડી છું. મને છેક ન તરછોડો. હવે હું ક્યાં જઇશ ? શું મોઢું લઇને ફરીશ ! દુનિઆ મને શું કહેશે ? હું તમારા પગ પકડી ઇશ્વરને સન્મુખ રાખી સત્ય પ્રતિજ્ઞાથી કહું છું કે પાપાચારનો મેં સ્વપ્ને પણ સંકલ્પ કર્યો નથી. તમારા પુત્રનેજ ઇશ્વર માન્યા છે. માતા, કૃપા કરી આ પરમાર્થી ધર્મવંત મનુષ્યોના બોલ પ્રમાણે કરી

મારો અનુગ્રહ કરો. મારો ત્યાગ કરી જશો તો મારે મોત સિવાય અન્ય કોઈ માર્ગ નથી."

બોલતાં બોલતાં તે બાળકની પેઠે રડવા લાગી, ખોળા પાથરી ક્ષમા માગવા લાગી. આ દૃશ્ય જોઇ ધનકોર ડોસી તથા ગંગા પણુ સજળ નેત્ર થઈ, સાલ્લાના છેડા વડે આંસુ લોતાં હતાં. કરૂણાને કરૂણા ઉત્પન્ન થાય એવો આ પ્રસંગે દેખાવ થયો હતો. છતાં ડાકણ સમાન દયાહીન જેકોરનું વજ્રમય હૃદય ડગમગ્યું નહિ. તેના મનથી આ વાત અલ્પ હતી. આ ગંભીર આરોપના પરિણામનો તેને મુદ્દલ ખ્યાલ નોહોતો. મહાલીના કલ્પાંત વચ્ચે તે ઉભી થઈ ચાલી. ધનકોર ડોશીએ તથા ગંગાએ તેને ઘણી સમજાવી પણ લવારી કરતી કરતી કાને હાથ દઈ, બહાર નીકળી ચાલી ગઇ. મહાલી આ વખતે છાતી ફાટી જાય તેમ રોતી હતી ધનકોર ડોશીએ તેને પોતાની છાતી સરસી દબાવી માંથે હાથ ફેરવવા માંડયો. ગંગાએ ઘરમાંથી પાણી લઇ આવી પરાણે પરાણે પાયું. ધનકોર ડોશીના મુખમાંથી કદિ હલકા શબ્દ નીકળતા નહિં, છતાં "**રાંડ નિર્લજને જરાપણ લાજ કે દયા છે.**" એ શબ્દો સ્વાભાવિક નીકળી ગયા. પછી મા દીકરીએ મહાલીને ધીરજ આપી કહ્યું કે તું જીવને શાંતિ રાખ, એ રાંડના બોલવા ઉપર કાંઇ ખોટા વિચાર કરીશ નહિ. કંચનને કદિ પણ કાળાશ લાગતી નથી, સત્ય છુપાતું નથી. આ તો નારાયણ તારી કસોટી કરે છે. ફઇબા પાસે તારા ભાઇને કાગળ લખાવી અંહિ તેડાવીશું. અને સઘળો પત્તો મેળવી દઇશું. કલ્પાંત તજી ઇશ્વરનું સ્મરણ કર. એણે પાડી છે ને એ ઉપાડશે, ઇત્યાદિ દિલાસાના વચનો કહી તેમણે મહાલીને કંઇ કંઈક શાંત કરી રાત્રિએ સાથે જમાડી. જમ્યા પછી તે જ્યારે પોતાની મેઢી ઉપર સુવાને ગઇ તે વખતે ગંગાએ તેને પોતાની જોડે સુઈ રહેવા કહ્યું, પણ તેમ કરવા મહાલીએ ના પાડી. આ વ તેના મુખ ઉપરથી કલેશની છાયા ઓછી થઇ ગઇ હતી. ગં સાથે સુઇ રહેવા ઘણો આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું કે ગંગ તમે તારે નિરાંતે સુઇ જાઓ. તમારા જેવાની મારે ઓથ છે

પછી મારે ગભરાવાનું શું કારણ છે? સાચને આંચ નહિ આવે એવો મને પાકો ભરોંસો છે. તમે એનની માફક મારા દુઃખમાં ભાગ કર્યો છે તે માટે હું તમારી ઓશિંગણ થઈ છું. એમ કહી હસ્તે વદને તે પોતાની મેઢી ઉપર ચડી. ગંગાને મહાલીએ આજ ઠગી. તે મહાલીનું કહેવું સત્ય માની ઘરમાં જઇ સુઇ રહી.

મહાલીના વિચારોની દિશા-કયારની બદલાઇ ગઇ હતી. તે કિંચિત માત્ર કલંક સહન કરે તેવી નોહોતી. તેના મનથી તો કષ્ટની હદ આવી ગઇ હતી. ક્રૂરવિધિએ આ કાળે તેની મતિ ફેરવી નાંખી હતી. જેકોરના ચાલ્યા ગયા પછી તરતજ તેણે નક્કી કરી નાંખ્યું કે કલંકિત જીવન કરતાં મૃત્યુ હજાર દરજ્જે સારૂં છે. વિશેષ જીવવામાં વિશેષ ફજેતો છે. પુરાવાથી સત્યતા સાબિત થશે તોપણ મને તો કલંક લાગ્યું તે લાગ્યુંજ. આખી દુનિઆને મારી સત્યતા કેમ સિદ્ધ કરી શકાશે. બસ ! સત્યતા સિદ્ધ કરવાનો મૃત્યુ એ એકજ ઉપાય છે, એકજ માર્ગ છે. મારા જેવી મહા દુઃખીઆરી માટે તેજ ઇષ્ટ છે. આમ નિશ્ચય થઇ જતાં તેણે શોક, ભય અને કલેશનો સત્વર ત્યાગ કરવા માંડયો હતો, અને તેથીજ તેણે ગંગા સાથે છેવટે મેઢી ઉપર ચડતાં હસીને વાત કરી હતી.

મહાલી મેઢા ઉપર આવી ગઇ કાલની પથારી આજ જેમની તેમ પડી હતી. તેમાં તે થોડીવાર સુતી, પણ નિદ્રા લીધી નહિ, કેમકે આજ તે જગત્પ્રપંચની આધિ, વ્યાધિ અને ઉપાધિથી મુકત થઇ સદાને માટે તે સુખશય્યામાં પોઢી, ગાઢ નિદ્રામાં પડવાની હતી. મધ્ય રાત્રી વીતિ ગયા પછી તે ઉઠી. પોતાની સઘળી વસ્તુઓ બરાબર ગોઠવી મૂકી, પછી કાગળને પેન્સીલ લઇ પોતાના સહોદર બંધુની જાણ માટે એક કાગળ લખી કાઢયો. તે કાગળમાં બનેલા બનાવની સઘળી વિગતો લખવાની સાથે ધનકોર ડોશીએ માતા સમાન અને ગંગાએ વડીલ બહેન સમાન જે પ્રેમ, મમતા અને લાગણી દેખાડયાં હતાં, તે તથા બોડાલાલને આપતાં તેઓની પાસે શું શું દાગીના અવશેષ રહ્યા છે તે સુદ્ધાંત તેમાં જણાવી દીધું. છેવટ લીખીતંગ તારી

ગુણુએશિંગણુ અભાગણી બ્હેન મહાલી એમ સહી કરી તે કાગળ જલ્દી દૃષ્ટિએ પડે તેવી રીતે પેટી ઉપર મૂકયો. વસ્ત્ર પહેરી તૈયાર થઈ, ધીરેથી મેઢા ઉપરથી નીચે ઉતરી અને સંભાળપૂર્વક ખડકીનું બારણું ઉઘાડી બહાર આવી. પળવાર ઉભી રહી. ધનકોર ડોશીના તથા ગંગાના સ્નેહે તેને રોવડાવી નાંખી, તદપિ અચળ નિશ્ચયવંત બાળા મનનું જલ્દી સમાધાન કરી તરતજ પંથે પડી, શહેર બહાર આવી અમાસની કાળી રાત્રી હોવાથી તેને કોઈ કળી શકયું નહિ. તેણે સિદ્ધો ભેરવનાથની જગ્યાનો માર્ગ લીધો. વ્રતના દિવસે કોઈ કોઈ વખત ગંગાસાથે તે આ જગ્યાએ દર્શન નિમિત્તે આવતી હતી તેથી માર્ગ તેને પરિચિત હતો. ભેરવનાથની જગ્યામાં એક શિવાલય હતું. અને તેથી જરા દૂર માર્ગપર એક કૂવો હતો. કુવાની સમક્ષ વૃક્ષની ઘન ઘટા હતી. ત્યાં બેસી તેણે ઘણી વખત ગંગાની સાથે ધર્મચર્ચા કરી હતી. મહાલી ભેરવનાથની જગ્યાસમીપ આવી પહોંચી, પણ તે જગ્યાની અંદર ગઇ નહિ. દૂરથીજ તેણે દેવનાદેવ મહાદેવને વંદન કર્યું. અને પછી કુવા પાસે આવી. આસપાસ નીહાળી જોયું તો સર્વત્ર શાંતિ હતી. કૂવાની અંદર દૃષ્ટિ ફેંકી પણ અંધારી કાળી રાત્રીના લીધે પાણી દેખાતું નહોતું. મહાલી ! મહાલી ! તને આ શું સુજયું ! તારા જેવી ઉત્તમ શિક્ષણ પામેલી સમજુ બાળાને આવું સાહસ કરવું ઘટતું નથી. જા ! જા ! આત્મહત્યાના બુરા ખ્યાલને ત્યાગી ઘરે જા. નાથા તરફના સ્નેહને યાદ કરી, ઓ નિર્મળ મનની આર્યા ! અત્યારે આવી કાળી રાત્રીએ અહીં આવી તો આવી પણ પાછી જા. અરે હાય પણ તે કયાં જાય ? તેને હવે મૃત્યુલોકની આ પ્રપંચી સૃષ્ટિમાં પગ મૂકવાનું કયાંય સ્થાન નહોતું. ખરેખર અદ્ભુત સહન શક્તીવાળી બાળા મહા કષ્ટથી કંટાળવા છતાં ઈશ્વર સ્મરણમાં પોતાનો વખત વ્યતિત કરતી હતી. તદપિ તેના શ્વસુર પક્ષની અધમ સૃષ્ટિમાં તેના પવિત્ર આત્માને વધુ સમય નહિ રહેવા દેવાની અને મહાલી જેવી સતી શિરોમણી આર્ય બાળા, તો દીવ્યસૃષ્ટિને દીપાવવા યોગ્ય છે એમ જગનિયંતાની ઇચ્છા હોવાથીજ છેવટનો આ ત્રાસજનક બનાવ બનવા પામ્યો એમજ

કહેવું જોઇએ, કે જે બનાવ આ મહાલી જેવી મહા લજ્જાળુ અતિ પવિત્ર અબળાનું મૃત્યુ નીપજાવવાને માટે બસ હતો. કૂવાના કાંઠા ઉપર ચઢી તે પૂર્વાભિ મુખે ઉભી રહી, બે હાથ જોડી, જગતના રક્ષક દિગ્પાળોને શીર નમાવી પોતાની સત્યતા નિર્દોષતા અને પવિત્રતા જગતને પ્રસિદ્ધ કરવાની યાચના કરી પછી સત્વર તેનું કલંકિત પિંજર તજી જવા માટે માયાવશ જીવને સમજાવવા લાગી.

ગાયન. ( રાગ ભૈરવી )

**નથી કંઇ સાર દુનિઆમાં હવે જીવ જા, તું છૂટો થા,**
**જા જા જા, તું સુખીઓ થા, તજી માયા કાયાની જા,**
**સંબંધીને રીઝાવવા તેં ત્યાગીયાં સહુ સુખને,**
**ના લેશ રોષ કે દોષ આણ્યો રાખી હસતા મુખને,**
**વળી ધર્મપંથે ચાલતાં તેં ઓઢી સાડી આળની,**
**અજબ ઘટના દૈવની કોણ જાણે ગતિ ક્રૂર કાળની,**
**કઈ આશે તું ત્રાસે છે, તજીપિંજર જા મુકિત પા.—નથી.**
**નથી માત મહીયરમાં જઈ કહે વાત તું ખોળે પડી,**
**તાત પણ સ્વર્ગે ગયા ભાળી નહિં સુખની ઘડી,**
**આળ કુડુ ટાળવા મળ મૃત્યુને જઈ પ્રેમથી,**
**તુજ દીનનો ગ્રહી હાથ દેશે શાંતિ પૂરા સ્નેહથી,**
**આશું, ભરે આંસું, શરણુ શ્રીનાથને તું જા—નથી.**

છંદ.

**લીધો છે મુજ જીવ બાળલગને, જ્ઞાતિ તણી રીતથી;**
**ઈચ્છું છું હવે મર્ણ શર્ણ પ્રભુનું, ચર્ણે નમી પ્રીતથી.**
**મ્હારાસમ દુ:ખીઆરી કંઈક ભગિની, કષ્ટો બહુ ભોગવે,**
**તેને થાવા સુખ ભોગ તનુનો, આપું વિભુ હું હવે.**

આટલું બોલી તેણે વરૂણ દેવની પ્રદક્ષિણા કરી નમન કર્યું. શ્રીહરિ પાસે શરણુ મળવા યાચના કરી. છેવટ **સત્યતા ત્હારો જય થજો અને હે અનર્થકારી બાળલગ્નની રૂઢી ત્હારો ક્ષય થજો!**

એમ કહેવાની સાથેજ તે કૂવામાં કુદી પડી. તેનો અમર આત્મા તો કુવામાં પહોંચતાં પહેલાંજ દિવ્ય સૃષ્ટિમાં ચાલ્યો ગયો. ખાલી પંચતત્વનું પીંજરજ કૂવામાં પહોંચ્યું. અમે આ પ્રસંગે એટલું કહીએ છીએ કે:—

**ગાયન.**

**અરે ધિક્કાર વાર હજાર તુજને, રૂઢિ આ બાળવિવાની;**
અતિ દુઃખકાર હાયે હાય.
**મનોહર મહાલી જે રામા બિચારીએ સહ્યા શિર શ્રાપ**
પરિતાપ પણ અંતે વિદારી હાય.
**રહેશે રીત આ વિપરીત આવીજો; ત્હાં લગી ના કદિ સુધરે.**
હો જ્ઞાતિ બંધુઓ ભાવી.
**અમારી પ્રાર્થના ઉરમાં પ્રભુ જે એ, રિવાજો જે બુરા છે તે.**
વિભુ વેગે વિદારોને.

સદ્‌ગૃહસ્થો તે પછીની ઘટનાએ મહાલીને નિર્દોષ પવિત્ર દેવી તરીકે સાબીત કરી આપી. જેકોરના મોંઢામાં ધૂળ પડી અને શકરાશાનું નામજ કુલિન કુટુંબ પણ હમેશને માટે કાજળથી પણ અધિક કાળાશ પામ્યું.

## ઉપસંહાર.

આખ્યાન હવે પુરૂં થયું છે. આપે જે જે સાંભળ્યું છે તે ઉપર નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચાર કરી શક્યા હશો કે, આ આપણામાં થતી આવતી પ્રથા, ઘરડાં ગાંડા હતા તેથી નહિ પણ જમાનાને અનુસરીને, આપણને કેટલી બધી હમેશને સારૂ અન્યજ્ઞાતિઓના ગુલામ તરિકે રાખનાર અને વળી કેટલો મોટો અધર્મનો પોટલો બંધાવનારી છે. ઐહિક તથા પારલૌકિક સુખનું સ્વપ્ન પણ આ રૂઢીના બળે કરીને આપણે અનુભવતા નથી એમ જો હું કહીશ તો ખોટું નહિ ગણાય. તમે જોઇ શક્યા છો કે આખ્યાનના નાયક નાયીકા, કદાપિ સુખી થયાં હોય તો, કેટલાં સુખી થઈ શક્યાં છે.

ઇશ્વરે મ્હાલીને પૂર્વજન્મના સંસ્કારબળે ઉચ્ચજ્ઞાન સંપાદન કરાવ્યું; પોતાના સુખની તેની કલ્પીત ઉમેદો કેવળ, હે પ્રભુ! તેં એના મનમાં ને મનમાંજ સમાવી દીધી. આ રાક્ષસી રૂઢીએ તેને સુખી તો થવા દીધીજ નહિ, પણ તેથી તેને સંતોષ થાય તેમ નહોતું. બીચારી નિર્દોષ બાળાને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખી દુઃખની પરાકાષ્ટાએ પહોંચાડી દીધી. જે કુડું આળ તેના માંથે ઘેરાતું હતું તેમાંથી છૂટવા તેના દૈવી જીવે શરીરને પણ છૂટુંજ કર્યું. જો કે આપણી શાળામાં મળતી કેળવણીનો સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે તેને પરિચય થયો નહોતો, છતાં પણ કેળવાયેલી વ્યક્તિઓના સહવાસથી તેનામાં જે ઉચ્ચ ગુણ આવ્યા હતા તે ફક્ત પ્રશંસાપાત્રજ હતા. શ્વસુરપક્ષના અસંખ્ય સંકટો મુંગેમ્હોંડે સહન કરવામાંજ લ્હાણું માનતાં તો મહાલીજ શીખે. વખતે વખતે જ્યારે તેનો પતિ તેની અવગણના કરી કાઢતો. ત્યારે અવિચળ પતિભક્તિ તો તેજ રાખતી. વડીલજનની મર્યાદામાં રહી સ્ત્રીત્વ કેમ દીપાવવું તે મહાલીને અજાણ્યું નહોતું. ઉત્તમ ગૃહિણીના તેના ગુણ કેવા પ્રકારે છીન્નભીન્ન અવદશામાં ફક્ત આ રૂઢીનાજ લીધે પ્રકાસ્યા તે પણ તમે જોયું. ગૃહમંદિરની દેવી સમાન મહાલીને એટલો પાપી દેવ કેમ મળ્યો તે તમે વિચારી શકો છો! સર્વ પ્રકારના દુરાચારની મૂર્તિરૂપ ભોડાલાલ પોતાની જાતનું કલ્યાણ કરવાને બદલે અહિત કરતાં અચકાતો નહિ, તો પછી પારકાનું હિત તે કેટલું સાધે તે કલ્પનામાં આવે તેમ છે. મહાલી જેવા ઉત્તમ રત્નને હૃદયશૂન્ય મૂર્ખ પારખી શકયો તો નહિ, પણ તેને લતાપ્રહાર કરવામાં પણ અચકાતો નહિ. સંસારમાં પોતાનો રોટલો કેમ રળી ખાવો તે પણ જેને ન આવડે તેતો મનુષ્યજીવન નહિ, પણ બીજું કંઈજ. નિશાળે જવું, ચોપડી વાંચવી વગેરે માંથાકુટ, શહેરમાં સ્વચ્છંદે ફરવું હરવું મુકી કોને ગમે? પરંતુ ભોડાલાલના બાપા શકરાશા પોતેજ જેવી રીતે આપણામાં ચાલીઆવતી રૂઢીઓ વાસ્સામાં આપતા

જાય, તો તેમના કુલિન ગુણો પણ આપતાજ જાય એમાં શું નવાઈ? નાથો થોડું ઘણું પણ ભણેલો હોવાથી સદ્ અસદ્નો વિવેક કરવાની શક્તીવાળો આપણે જોયો છે. પોતાના ગૃહસમાજની કોઇ પણ ફરજ બજાવવામાં તે ચલિત થયો નથી. બેનના દુઃખે દુઃખી થતા નાથાએ બાપને કુવો પૂરતાં ઘણોએ સમજાવ્યો પરંતુ નવો વિચાર તો એ ઘરડા મગજમાં કેમજ બેસે! છોકરાએ વખતે વખતે બાપને બુદ્ધિનો ઉપયોગ કરી પગ મૂકવા વિનંતિ કરી પણ નાતની મીથ્યા મોભાઈમાં ભાગી જતો શામળો બાપો આજકાલના છોકરાનું શું કરવા સાંભળે! પરંતુ આપણે જોઇ શકયા છીએ, શકરાશા કુલિને કેવી કુલીનતા પ્રકાશી અને શામળદાસ પટેલ પણ પોતાના અવિચારી કૃત્ય પાછળ પસ્તાવોજ કરી મરી ગયા. શામળ પટેલને આપણી આ રાક્ષસી રૂઢીના બળે કેટલી બધી ઉતાવળમાં શકરાશા ગુમાનગરા જોવા પડ્યા, જેના પરિણામે, મરી ગયા ત્યાં સુધી તેમણે આ કુલિનની કુટિલતાનો બળાપો કર્યા કર્યોજ. ઉત્તમ કુળ એ એક, મનુષ્યને ઇશ્વિરી બક્ષીસ છે; પરંતુ દયા, ધર્મ, ક્ષમા, ઉદારતા વગેરે સદ્ગુણોથી ઉત્તમ કુળ નીભાવવું તથા દીપાવવું તે પણ તે વ્યક્તિને ફરમાવવામાં આવ્યું છે. કહેવાતી કુલિનતા જ્યાં સુધી અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી કંઈ ઉત્તમ પ્રગતિ થવી તદન્ અશક્ય છે. નવ, અગીઆર વર્ષે લગ્ન આવે, લગ્ન વધાવવામાં કેવા કલેશ ઉદ્ભવે છે, મીથ્યા મોટાઈમાં કેટલો બધો ખોટો ખર્ચ થઈ જાય છે, વળી પાછું લગ્નસમયની તો મુળ-શંકર દવે તથા લાડકા ગાંધી જેવા વાટજ જોઇ રહ્યા હોય છે. પ્રભુ બારોટ, મુળશંકર દવે, લાડકા ગાંધી વગેરે તો આપણી જ્ઞાતિભાઈ-ઓનાજ અજ્ઞાનનો લાભ લઇ શકે! બારોટ કંઇ પરોપકારી સન્યાસી નથી તે ફરતો ફરે! મૂળતો આપણે નિશાળનાજ દર્શન તો કર્યાજ નહોય, એટલે ગાંધીજેવા કાંધીઆ આપણું લોહી પી તૃપ્ત બને તેમાં શું આશ્ચર્ય? વળી મુળશંકર દવેનો દીકરો દલપતરામની કવિતા ગાઈ

લગ્નવિધિ સમાપ્ત કરે તેમાં પણ શું નવાઈ? સ્ત્રીસમાજ જેના ઉપર આપણું જીવન નભી રહ્યું છે, તે આ ઘોડિઆવિવાહના પ્રતાપે જ્યારે આપણે ખુદ કેળવણીથી વિમુખ છીએ ત્યારે તેમની તો વાતજ શી? પરંતુ એટલું ખચીત યાદ રાખજો કે કેળવાયેલા સમાજમાં જેકોર જેવાં નિર્દય માનવી ભાગ્યેજ વસતાં હતાં. વિશેષ આ રિવાજ ભાંગફોડ, મોતીલાલ મંકોડી ત્રીકમલાલ તીડ વગેરેને ગુજરાન આપતો હોઈ એણે બીજી કેટલી દુષ્ટ પ્રથાઓ ઉભી કરી છે, તે આગળ કહી ગયા છીએ. કુલિનનું એ ભૂષણ છે કે આશ્રયે આવનારનું પોષણ તથા રક્ષણ કરવું, પરંતુ અત્યારે તો કુલવધુને છુટકો વગેરે આપી દુર કરનારાજ કુલિનના નામને કલંક લગાડનારા દૃષ્ટિગોચર થાય છે. છુટકો અથવા લખાણું નિંદ્ય અને ટુંકામાં નીચ માણસનું કર્તવ્ય છે. મંકોડી જેવા ફક્ત જ્ઞાતિના ભાગ્યનો વિધ્વંસકરનારા પંચાતીઆ શું પરિણામ લાવે છે, તે હવે અજાણ્યું રહ્યું નથી. છેવટમાંજ કહીશ કે **આપણામાં થતું આવ્યું** છે, તે ફક્ત તમારી બુદ્ધિને અનુસરી મૂકી દ્યો. કારણ બાપના કુવાનું પાણી, પછી ભલે તે ખારૂંજ ન હોય, તોપણ અમે તો પીસુંજ, એમ કહેવું મૂર્ખતા સિવાય બીજું શું ? વિવેક બુદ્ધિથી કર્તવ્યશીલ થઈ, ધર્મને અનુસરી પુણ્ય સંચય કરવો તે આપણી ફરજ અનુસરવાનો આ આખ્યાનનો હેતુ છે. વિશેષ હે પરમકૃપાળુ પ્રભુ !

**ધનાશ્રી.**

કર કરૂણા કિરતાર અમપર, કર કરૂણા કિરતાર.
દુષ્ટ રૂઢી એ બાળલગનની (૨) તેને વેગે વિદાર. અમપર.
મહાદુઃખ મહાલી ભોગવી ચાલી (૨) અંતે સ્વર્ગ મોઝાર. અમપર.
તેથી હવે મુજ જ્ઞાતિ તણા પ્રભુ (૨) ઉઘાડો અંતરદ્વાર. અમપર.
સુખને શાંતિથી જ્ઞાતિની કાંતિ (૨) પ્રકટો અપરંપાર. અમપર.
**અમર** કહે અભિલાષ અમારી (૨) ફળજો જગદાધાર. અમપર.

**સમાપ્ત.**

# સૂચના.

## દેસાઈ અમરસિંહે લખી, રચી, શ્રી ક. પા. શુ. ને આપેલાં પુસ્તકો.

**પુસ્તકો.**

"સતી આખ્યાન"ના ગાયન.......................૦—

"માધાના પિતાનું પ્રેતભોજન" ભાષણ સાથે.... ....૦—

"મહાલક્ષ્મીનું મહાકષ્ટ" યાને બાળલગ્નના બળાપા" પૂર્વાર્ધ ભાષણ સાથે. ૦—

"મહાલક્ષ્મીનું મહાકષ્ટ" યાને બાળલગ્નના બળાપા ઉત્તરાર્ધ ભાષણ સાથે. ૦—

ઉપરના પુસ્તકોની કીંમત તથા ટપાલ ખર્ચ સારૂ ટીકીટો બીડી, મંગાવવા દરેક બંધુને વિનવવામાં આવે છે

"કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઇતિહાસ" જે [illegible] પુરૂષોત્તમ લલ્લુભાઈ તરફથી બહાર પાડવામાં આવ્યું છે તેની એક પડતર કીંમત એક રૂપિઆ હોવા છતાં જ્ઞાતિ બંધુઓના હિતાર્થેજ તેની કિંમત માત્ર દશ આના રાખવામાં આવી છે. એ પુસ્તક જોનારાંની સાથે ખાત્રી થાય તેમ છે. પુસ્તકનું કદ મોટું તેમજ ૨૮ સુંદર છબીઓ હોવાથી વજનદાર થઈ ગયું છે તેથી તેનું ટપાલ ખર્ચ ચાર આના થાય છે, તે ધ્યાનમાં રાખવું.

ઉપરના પુસ્તકો મગાવવાનું ઠેકાણું.

"કડવા વિજય" ઑફીસ.

હાજાપટેલની પોળ—**અમદાવાદ.**